



# स्वर्गनुं विमान

लेखक-स्व० अमृतलाल सुंदरजी पढीआर
સ્થળ: ચોરવાડ (કાઠિયાવાડ)

सस्तुं साहित्य वर्धक कार्यालय तरफथी
છપાવી પ્રસિદ્ધકર્તા: ભિક્ષુ—અખંડાનંદ
સ્થળ: અમદાવાદ અને મુંબઈ

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

આવૃત્તિ ચોથી—પૃષ્ઠ ૩૮૪—પ્રત ૩૩૦૦—કુલ પ્રત ૯૩૦૦
વિક્રમ સંવત ૧૯૮૧—ઈસ૦ ૧૯૨૫

અમદાવાદમાં રૂ ૧)= પાકું પૂંઠું ૧।=
અન્યત્ર બબ્બે આના વધુ, પો૦ જુદું

# ચોથી આવૃત્તિનું નિવેદન

'સ્વર્ગના વિમાન'ની ત્રીજી આવૃત્તિ આજથી સત્તર વર્ષપર નીકળી હતી. સ્વર્ગનાં પુસ્તકોના સુવિખ્યાત લેખક સ્વ૦ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારના સ્વર્ગવાસને પણ ૭ વર્ષ થવા આવ્યાં.

સુયોગ્ય પત્ની અને સારી આર્થિક સ્થિતિવિના વિવાહિત જીવનમાં પડવાનું તેમને પસંદ ન હતું અને ઘરમાં રસોઇપાણીને માટે ઓરમાન માતુશ્રી પણ હતાં; એટલે છેવટ સુધી પઢિયાર અવિવાહિતજ રહ્યા હતા. આથી તેઓ પોતાની પાછળ એક પણ માનવસંતતિ મૂકી ગયા નથી; પરંતુ તેને બદલે તેમના નામને દીર્ઘકાળપર્યંત દીપાવે એવી ગ્રંથસંતતિ તો ઠીક સંખ્યામાં મૂકી ગયા છે.

જનસમાજ સ્વગનાં પુસ્તકોનો છૂટથી લાભ લઇ શકે તેટલા માટે તેઓ તેનું મૂલ્ય પણ અન્ય લેખકોની અપેક્ષાએ બને તેટલું ઓછુંજ રાખતા; અને તે છતાં પણ પોતાનાં પુસ્તકો હજી વધારે સસ્તાં નહિ આપી શકાવા માટે તેમને અસંતોષ રહેતો. એ અસંતોષ તેઓ પ્રસંગોપાત પુસ્તકોની પ્રસ્તાવનામાં પણ દર્શાવતા અને પ્રાર્થના કરતા કે પોતાનાં પુસ્તકો કાંઇપણ નફાવિના વેચી શકાય એવા સંયોગો પ્રભુ આપે.

છેવટે તેમની એ પ્રાર્થના ઇશ્વિરે સાંભળી હતી અને કેટલાક ધનપાત્ર સજ્જનોએ તેમને નિર્વાહની નચિંતાઇ આપવા માટે અમુક હજારની રકમ અલગ કહાડવાનું નક્કી કર્યું હતું; પરંતુ એ અનુકૂળતાનો તેઓ લાભ લેવા પામે તે અગાઉજ તેમના શરીરને દૈવે ઝડપી લીધું !

પોતે હયાત ન હોય ત્યારે પોતાનાં પુસ્તકોને લગતા હક્ક પોતાના દેશને આપી ચૂકેલા હોવાનું તો તેઓ અનેક પ્રસંગે કહેતા; એટલુંજ નહિ પણ એક વેળા તો તેમણે તેમનાં પુસ્તકો તેમની હયાતીમાં પણ પ્રસિદ્ધ કરવાની રજા ( નરનારાયણની ભજનમંડળીમાં) લખી આપી હતી.

સ્વર્ગસ્થની હયાતીમાં જે મિત્રોએ તેમને નિર્વાહની ચિંતામાંથી મુક્ત કરવા ગોઠવણ કરેલી, તેઓ તેમજ અન્ય સજ્જનોએ મળીને તેમની પાછળ તેમના સ્મારકમાટે મ૦ ગાંધીજીના પ્રમુખપણા નીચે સભા મેળવીને એક કમીટી નિમી હતી તથા ફંડ ભરાવવાનું શરૂ કર્યું હતું. આ ફંડમાં ૨૦–૩૦ હજાર જેટલી રકમ ભરાવવાની ગણતરી રાખીને ફંડને ત્રણ કાર્યોમાં ત્રણ કમીટીઓહસ્તક વહેંચી દેવાનો ઠરાવ થએલો; પણ ધારેલો પ્રયત્ન નહિ થતાં શરૂઆતમાં સહજ પ્રકારે થએલા દશ બાર હજારેજ વાત અટકી રહી, કે જેમાંથી ઠરાવ મુજબની ચોથા ભાગની રકમવડે પુસ્તકકમીટી માત્ર એકાદજ પુસ્તક પ્રસિદ્ધ કરી શકે, અને આશ્રમકમીટીનુ કાર્ય પણ અરધી રકમથી અધુરૂંજ રહે.

સ્વર્ગસ્થની કેટલીક અગવડોને લઇને તેમનાં પુસ્તકો સાચવવા તથા

વેચવાની વ્યવસ્થા તેમની હયાતીથીજ સસ્તા સાહિત્યનાં પુસ્તકોના ભેગી (તેમના ખર્ચે) રહેતી આવી હતી. તેમના દેહાવસાન પછી એ બાબતને લગતો હિસાબ તેમજ ભેગી થએલી રકમ તેમનાં માતુશ્રીને તેમજ ભાઇને સોંપી આપવા સમયે તેમના તથા સ્વર્ગસ્થના હિતની કેટલીક ભલામણો આ લખનારે કરી હતી; તેને અનુસરીને તેમણે સ્વર્ગસ્થનાં પુસ્તકોના હક્ક પુસ્તકકમીટીને, તેમજ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને પણ લેવા-આપવાની સંમતિ ખુશીની સાથે લખી આપી હતી; તેમજ સ્વર્ગનાં જે કેટલાંક પુસ્તકો શિલક હતાં તે (તેની આવક), તેમના અમુક કરજનિમિત્ત શુભ કાર્યમાં રોકવાખર્ચવા માટે એક કમીટી નિમીને તેના અધિકારમાં સોંપ્યાં હતાં.

કમીટીઓમાં કામ કરવાનું આ લખનારને માફક નહિ હોવાથી ઉપલી કમીટીમાં આ લખનારે પોતાનું નામ નહિ આપતાં કાર્યસંબંધને લઇને સસ્તા સાહિત્ય તરફના માણસતરીકે (તે સમયે સસ્તા સાહિત્યમાં કામ કરનાર) ભાઈ વેણીશંકરનું નામ નખાવ્યું હતું. એજ પ્રમાણે મુંબઈની સ્મારકકમીટી તરફથી જ્યારે પુસ્તકકમીટી નિમાઇ, ત્યારે તેમાં પણ એજ ભાઈનું નામ આ લખનારે દાખલ કરાવેલું અને પોતાનું નામ તેમાંથી કમી કરવા વિનતિ કરેલી, પણ તે માન્ય રહી ન હતી.

પરંતુ એ પછી પઢિયારનું સ્મારકફંડ અધુરૂંજ રહેવાનું જણાતો આ લખનારે અને ભાઈ વેણીશંકરે કમીટીમાંથી નીકળી જવા માટે રાજીનામાં મોકલી આપ્યાં. આ લખનારે રાજીનામાની સાથે એવા ભાવનું સૂચવ્યું હતું કે ધારણા કરતાં બહુ ઓછી રકમ હોય તો પછી તેનો નિકાલ ફરીથી મૂળ કમીટી મેળવીને કરાવી લેવો એજ ઠીક છે. એ રકમના નાના નાના ટુકડા પડી જઇ ત્રણે કાર્યમાં સકાર ન આવે, તેના કરતાં એકાદ કાર્ય પણ રૂડે પ્રકારે થઇ શકે અને સ્વર્ગસ્થના સ્મારકનો વાસ્તવ હેતુ બર આવી, નાણાં આપનારાઓના પૈસા બરબાદ જવા જેવું થાય નહિ, એજ આ સૂચનાનો હેતુ હતો. હજીસુધી એ સૂચના કે રાજીનામાનો નિકાલ જણાયો નથી.

આ લખનારના પઢિયારસ્મારક કમીટી સાથેના સંબંધને લઇને આટલું લખ્યા પછી હવે આ પ્રકાશનવિષે લખવાનું કે:—

સસ્તા સાહિત્ય ખાતાએ તો પઢિયારની ભાવનાને લઇને તેમજ પુસ્તકોની ઉપકારકતાને લીધે પણ સ્વર્ગનાં પુસ્તકો એક યા બીજી રીતે સસ્તામાં પ્રસિદ્ધ થવાની જરૂર પઢિયારના દેહાન્ત સમયથીજ માનેલી હતી, એટલે હવે એ કાર્ય સંસ્થાએ હાથ ધર્યું છે.

સ્વર્ગનું વિમાન, સ્વર્ગની કુંચી અને સ્વર્ગનો ખજાનો, આ ત્રણ પુસ્તકો અન્ય પુસ્તકો કરતાં વધારે લોકપ્રિય થયેલાં હોઇ તેની માગણી પણ વધુ હતી; અને ત્રણ સ્થળેથી એકેક પુસ્તકને માટે ઉછીનાં નાણાંની સગવડ પણ પ્રાપ્ત થઈ; એટલે હાલ એ ત્રણ પુસ્તકો છપાવવાનાં

શરૂ કર્યાં છે; એમાંનું આ પહેલું પુસ્તક હોઇને બીજાં બે પુસ્તક પણ થોડાજ સમયમાં ( આવતી હોળીસુધીમાં ) પ્રસિદ્ધ થઈ જશે.

એ ત્રણે પુસ્તકની આગલી આવૃત્તિ સસ્તાપણાના સમયને લીધે અકેક રૂપીઆમાં નીકળેલી; તે જોતાં અત્યારની બમણી ત્રમણી મોંઘારત વચ્ચે પણ આ પુસ્તકો રૂ ૧।= જેટલી કિંમતે નીકળી શકે છે, તેને માટે વાચકોએ પરમ કૃપાળુ પ્રભુનોજ ઉપકાર માનવાનો છે. આ સંસ્થાને સૂફવાચન, જાહેરાત, કમીશન, મકાનભાડાં, તેમજ પગાર વગેરેને લગતા ખરચો પણ પુસ્તકોની લાગતમાં ન ગણવા પડતા હોત, તો હજી પણ ઘણી ઓછી કિંમત રાખી શકાત એ તો સ્પષ્ટજ છે.

આ પુસ્તક માટેનાં નાણાં મોટે ભાગે ( એટલે કે રૂપીઆ બે હજાર ) ચોરવાડની ઉપરોક્ત કમીટી તરફથી ઉછી દાખલ ( વિનાવ્યાજે ) મળ્યાં છે; જેને માટે તે કમીટીના સભ્યો શેઠ શામળદાસ હરચંદ, ઝવેરી જમનાદાસ દામોદર તથા ભાઇ વેણીશંકર વહાલજીને સપ્રેમ ધન્યવાદ આપી हरिः ॐ तत्सत्

સંવત ૧૯૮૧–માગશર ભિક્ષુ–અખંડાનંદ

# लेखकनी आगली प्रस्तावनाओ

## પહેલી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ

" સ્વર્ગ " અને " વિમાન " એ બે શબ્દમાંજ કાંઈક એવું અલૌકિક બળ છે કે, જ્યારથી સૃષ્ટિ પેદા થઇ અને જ્યાંસુધી સૃષ્ટિ રહેશે, ત્યાંસુધી સ્વર્ગના વિમાનની ભાવના માણસોના દિલમાંથી કદિ પણ જવાની નથી. જેઓ ધર્મને ન માનતા હોય તેઓને પણ સ્વર્ગના વિમાનની ભાવનાને કોઇ ને કોઇ રૂપમાં માનવી પડે છે. પછી ભલે તેઓ સ્વર્ગનો અર્થ સુખ માને, અને વિમાનનો અર્થ જલદીથી સુખી થવાનો ઉપાય એમ માને, તોપણ કાંઇ અડચણ નથી. એટલો વ્યાવહારિક અર્થ પણ બહુ મોટા હેતુવાળો અને ઉત્તમ ભાવનાવાળો છે. વિમાન જેમ ખરરરરર કરતું એકદમ આકાશમાં ઉડી જાય છે, તેમ સુખના રસ્તામાં ઝપાટાબંધ આગળ વધી શકાય એવી સહેલામાં સહેલી ચાવીઓ બતાવનારૂં જો કાંઇ પુસ્તક હોય અને તેનું નામ "સ્વર્ગનું વિમાન" હોય તો તેમાં કાંઇ ખોટું નથી. આ સ્વર્ગના વિમાનમાં દુનિયાદારીના સુખની તથા ઈશ્વરીઆનંદ લૂંટવાની એવી સહેલી ચાવીઓ છે કે નહિ, એ નક્કી કરવાનું કામ વાંચનારાઓનું છે. મારો પોતાનો તો સ્વર્ગના વિમાનમાં આવેલા દાખલાઓને માટે બહુ ઉંચો અભિપ્રાય છે. કારણ કે એ સવા ત્રણસો દાખલાઓમાં મારી તરફના દાખલાઓ તો બહુજ થોડા છે, બાકી બધા દાખલાઓ તો જૂદા જૂદા સાધુઓના

વેચવાની વ્યવસ્થા તેમની હયાતીથીજ સસ્તા સાહિત્યનાં પુસ્તકોના ભેગી (તેમના ખર્ચે) રહેતી આવી હતી. તેમના દેહાવસાન પછી એ બાબતને લગતો હિસાબ તેમજ ભેગી થએલી રકમ તેમનાં માતુશ્રીને તેમજ ભાઇને સોંપી આપવા સમયે તેમના તથા સ્વર્ગસ્થના હિતની કેટલીક ભલામણો આ લખનારે કરી હતી; તેને અનુસરીને તેમણે સ્વર્ગસ્થનાં પુસ્તકોના હક્ક પુસ્તકકમીટીને, તેમજ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયને પણ લેવા-આપવાની સંમતિ ખુશીની સાથે લખી આપી હતી; તેમજ સ્વર્ગનાં જે કેટલાંક પુસ્તકો શિલક હતાં તે (તેની આવક), તેમના અમુક કરજનિમિત્ત શુભ કાર્યમાં રોકવાખર્ચવા માટે એક કમીટી નિમીને તેના અધિકારમાં સોંપ્યાં હતાં.

કમીટીઓમાં કામ કરવાનું આ લખનારને માફક નહિ હોવાથી ઉપલી કમીટીમાં આ લખનારે પોતાનું નામ નહિ આપતાં કાર્યસંબંધને લઇને સસ્તા સાહિત્ય તરફના માણસતરીકે (તે સમયે સસ્તા સાહિત્યમાં કામ કરનાર) ભાઈ વેણીશંકરનું નામ નખાવ્યું હતું. એજ પ્રમાણે મુંબઈની સ્મારકકમીટી તરફથી જ્યારે પુસ્તકકમીટી નિમાઇ, ત્યારે તેમાં પણ એજ ભાઈનું નામ આ લખનારે દાખલ કરાવેલું અને પોતાનું નામ તેમાંથી કમી કરવા વિનતિ કરેલી, પણ તે માન્ય રહી ન હતી.

પરંતુ એ પછી પઢિયારનું સ્મારકફંડ અધુરૂંજ રહેવાનું જણાતાં આ લખનારે અને ભાઈ વેણીશંકરે કમીટીમાંથી નીકળી જવા માટે રાજીનામાં મોકલી આપ્યાં. આ લખનારે રાજીનામાની સાથે એવા ભાવનું સૂચવ્યું હતું કે ધારણા કરતાં બહુ ઓછી રકમ હોય તો પછી તેનો નિકાલ ફરીથી મૂળ કમીટી મેળવીને કરાવી લેવો એજ ઠીક છે. એ રકમના નાના નાના ટુકડા પડી જઇ ત્રણે કાર્યમાં સકાર ન આવે, તેના કરતાં એકાદ કાર્ય પણ રૂડે પ્રકારે થઇ શકે અને સ્વર્ગસ્થના સ્મારકનો વાસ્તવ હેતુ બર આવી, નાણાં આપનારાઓના પૈસા બરબાદ જવા જેવું થાય નહિ, એજ આ સૂચનાનો હેતુ હતો. હજીસુધી એ સૂચના કે રાજીનામાનો નિકાલ જણાયો નથી.

આ લખનારના પઢિયારસ્મારક કમીટી સાથેના સંબંધને લઇને આટલું લખ્યા પછી હવે આ પ્રકાશનવિષે લખવાનું કે:-

સસ્તા સાહિત્ય ખાતાએ તો પઢિયારની ભાવનાને લઇને તેમજ પુસ્તકોની ઉપકારકતાને લીધે પણ સ્વર્ગનાં પુસ્તકો એક યા બીજી રીતે સસ્તામાં પ્રસિદ્ધ થવાની જરૂર પઢિયારના દેહાન્ત સમયથીજ માનેલી હતી, એટલે હવે એ કાર્ય સંસ્થાએ હાથ ધર્યું છે.

સ્વર્ગનું વિમાન, સ્વર્ગની કુંચી અને સ્વર્ગનો ખજાનો, આ ત્રણ પુસ્તકો અન્ય પુસ્તકો કરતાં વધારે લોકપ્રિય થયેલાં હોઇ તેની માગણી પણ વધુ હતી; અને ત્રણ સ્થળેથી એકેક પુસ્તકને માટે ઉછીનાં નાણાંની સગવડ પણ પ્રાપ્ત થઈ; એટલે હાલ એ ત્રણ પુસ્તકો છપાવવાનાં

શરૂ કર્યાં છે; એમાંનું આ પહેલું પુસ્તક હોઇને બીજાં બે પુસ્તક પણ થોડાજ સમયમાં ( આવતી હોળીસુધીમાં ) પ્રસિદ્ધ થઈ જશે.

એ ત્રણે પુસ્તકની આગલી આવૃત્તિ સસ્તાપણાના સમયને લીધે એકેક રૂપીઆમાં નીકળેલી; તે જોતાં અત્યારની બમણી ત્રમણી મોંઘારત વચ્ચે પણ આ પુસ્તકો રૂ ૧।= જેટલી કિંમતે નીકળી શકે છે, તેને માટે વાચકોએ પરમ કૃપાળુ પ્રભુનોજ ઉપકાર માનવાનો છે. આ સંસ્થાને મૂફ્રીચન, જાહેરાત, કમીશન, મકાનભાડાં, તેમજ પગાર વગેરેને લગતા ખરચો પણ પુસ્તકોની લાગતમાં ન ગણવા પડતા હોત, તો હજી પણ ઘણી ઓછી કિંમત રાખી શકાત એ તો સ્પષ્ટજ છે.

આ પુસ્તક માટેનાં નાણાં મોટે ભાગે ( એટલે કે રૂપીઆ બે હજાર ) ચોરવાડની ઉપરોક્ત કમીટી તરફથી ઉછી દાખલ ( વિનાવ્યાજે ) મળ્યાં છે; જેને માટે તે કમીટીના સભ્યો શેઠ શામળદાસ હરચંદ, ઝવેરી જમનાદાસ દામોદર તથા ભાઇ વેણીશંકર વહાલજીને સપ્રેમ ધન્યવાદ આપી हरिः ॐ तत्सत्

સંવત ૧૯૮૧—માગશર ભિક્ષુ—અખંડાનંદ

# लेखकनी आगली प्रस्तावनाओ

## પહેલી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ

" સ્વર્ગ " અને " વિમાન " એ બે શબ્દમાંજ કાંઇક એવું અલૌકિક બળ છે કે, જ્યારથી સૃષ્ટિ પેદા થઇ અને જ્યાંસુધી સૃષ્ટિ રહેશે, ત્યાંસુધી સ્વર્ગના વિમાનની ભાવના માણસોના દિલમાંથી કદિ પણ જવાની નથી. જેઓ ધર્મને ન માનતા હોય તેઓને પણ સ્વર્ગના વિમાનની ભાવનાને કોઇ ને કોઇ રૂપમાં માનવી પડે છે. પછી ભલે તેઓ સ્વર્ગનો અર્થ સુખ માને, અને વિમાનનો અથ જલદીથી સુખી થવાનો ઉપાય એમ માને, તોપણ કાંઇ અડચણ નથી. એટલો વ્યાવહારિક અર્થ પણ બહુ મોટા હેતુવાળો અને ઉત્તમ ભાવનાવાળો છે. વિમાન જેમ ખરરરરરર કરતું એકદમ આકાશમાં ઉડી જાય છે, તેમ સુખના રસ્તામાં ઉપાટાબંધ આગળ વધી શકાય એવી સહેલામાં સહેલી ચાવીઓ બતાવનારૂં જે કાંઇ પુસ્તક હોય અને તેનું નામ "સ્વર્ગનું વિમાન" હોય તો તેમાં કાંઇ ખોટું નથી. આ સ્વર્ગના વિમાનમાં દુનિયાદારીના સુખની તથા ઇશ્વરીઆનંદ લૂંટવાની એવી સહેલી ચાવીઓ છે કે નહિ, એ નક્કી કરવાનું કામ વાંચનારાઓનું છે. મારો પોતાનો તો સ્વર્ગના વિમાનમાં આવેલા દાખલાઓને માટે બહુ ઉંચો અભિપ્રાય છે. કારણ કે એ સવા ત્રણસો દાખલાઓમાં મારી તરફના દાખલાઓ તો બહુજ થોડા છે, બાકી બધા દાખલાઓ તો જૂદા જૂદા સાધુઓના

તથા પંડિતોના કહેલા છે અને મને એ દાખલાઓ પૂરા પાડનાર પણ એક અનુભવી ભકત છે; એટલુંજ નહિ પણ એક મોટા મંડળ આગળ દરરોજ તે દાખલાઓ કહી બતાવવામાં તથા વાંચી સંભળાવવામાં આવતા હતા અને તે દરેક વખતે લોકો બહુ માનથી સાંભળતા હતા તથા અંતરમાંથી એમ ઇચ્છતા હતા કે હજી એના એ દાખલાઓ વારંવાર વંચાય તો સારૂં. એટલુંજ નહિ પણ આ પુસ્તક છપાવતી વખત એ દાખલાઓનાં વધારાનાં ફારમો અમે છપાવતા હતા તે પણ પાંચ સાત દિવસમાં ખપી જતાં, અને ખપી ગયેલાં તથા નવાં ફારમો માટે ઉપરાઉપાર માગણી થતી હતી.

આ પુસ્તકમાં જે કાંઇ દોષ હોય તે મારીજ ખામી છે અને જે કાંઈ ખુબી હોય તે એ લખાવનાર ભકતરાજની વિશાળ બુદ્ધિ તથા તેમની જામેલી ભકિતનોજ પ્રસાદ છે. એ ભકતરાજનું નામ આ પુસ્તકમાં આપવાથી મને બહુ આનંદ થાત અને લોકોને પણ એ નામ જાણવાથી ફાયદો થાત; પણ તેઓની ઇચ્છા એવી છે કે, તેમનું નામ મારે પુસ્તકમાં લખવું નહિ; એટલે એ નામ આપવું હું બંધ * રાખું છું.

એ ભકતરાજ તરફથી મને જે દાખલા મળેલા છે; તે સાદા, સહેલા અને હિંદુધર્મને બરાબર લાગુ પડે તેવા, તથા મંદિરોમાં છૂટથી આપી શકાય તેવા હતા; પણ મેં તેમાં જમાનાને અનુસરતા છૂટાપણાના વિચારો ભેળેલા છે, એટલે એ દાખલામાંથી કોઇ ફટકો જો જરા વધારે સખત લાગે, તો એ મારી તરફનોજ—અંતરની લાગણીનો કડવો ઘુંટડો છે એમ સમજવું.

આ પુસ્તકમાં જે કવિતા તથા પદો આવેલાં છે તે એક ભકતમંડળમાં પ્રસંગોપાત સ્ત્રી-પુરુષો ગાતાં તેમાંથી લીધેલાં છે, એટલે કોઇ કોઇ ઠેકાણે તેમાં ભૂલો હોય એ બનવાજોગ છે. એ કવિતા તથા પદોના મૂળ કર્તા, તેને છપાવનારાઓ તથા મને એ લખાવનારા સજ્જનોનો હું માનપૂર્વક ઉપકાર માનું છું.

આ પુસ્તક જેમ બને તેમ સહેલી ભાષામાં લખવામાં આવેલું છે. એટલે તેમાં કેટલાક કાઠિયાવાડી ગામડી શબ્દો આવી ગયેલા છે. એ શબ્દો ચાહીને રહેવા દીધેલા છે; કારણ કે એવા ગામડિયા શબ્દોનો સંગ્રહ કરવાની પણ જરૂર છે.

આ પુસ્તકના સાંકળિયામાં ઘણા દાખલાઓ બબ્બે ત્રણ ત્રણ મથાળાં નીચે આપેલા છે; તે ભૂલથી નહિ પણ તે તે વિષયમાં તે દાખલા લાગુ પડી શકે તેવા હોવાથીજ આપેલા છે.

આ પુસ્તકમાં આવતા દાખલા જેમણે મને લખાવ્યા તે ભકતરાજ

---

* અમે ખુલ્લું કરીશું કે એ ભકતરાજ તે મુંબઇના નરનારાયણના મંદિરમાં દરરોજ બે વાર ભરાતી ભજનમંડળીમાં સ્મરણ, કીર્તન અને ધૂનની રમઝટ મચાવતા એ ભજનમંડળીના ઉપદેશક, સ્થાપક અને આત્મા શ્રી૦ જાદવજી મહારાજ છે. ભિક્ષુ-અખંડાનંદ

મહારાજ પાસે આવી જાતના હજારો દાખલાઓનો ભંડાર છે. જો તેઓ કૃપા કરશે તો મારી ઇચ્છા એવી છે કે એક હજાર દાખલાઓ લખવા ને છપાવવા: એથી ધર્મના જૂના વિચારો નવા રૂપમાં મૂકી શકાશે અને લોકોની ધર્મભાવના જાગૃત કરી શકાશે.

છેવટ વાંચનાર ભાઇ-બ્હેનોને એજ વિનતિ કરવાની છે કે જો આ પુસ્તક વારંવાર વાંચશો, તો ધર્મનાં રહસ્યો સહેલાઇથી સમજી શકશો અને બીજાંઓને તે સમજાવી શકશો તથા દિનપ્રતિદિન તમારા અંતરમાં પ્રભુપ્રેમ વધતો જશે, એટલે વિકારો ઓછા થઈ જશે; તેથી દુનિયામાં સુખથી રહી શકાશે અને મરતી વખત આત્મિક દિલાસો મેળવી શકાશે.

તા૦ ૮-૮-૧૯૦૨ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર

## બીજી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ

પહેલી આવૃત્તિનાં એક હજાર પુસ્તકો સાત મહિનામાં ખપી જવાથી અને તેની ઉપરાઉપરિ માગણી થવાથી આ બીજી આવૃત્તિ છપાવી છે.

આ પુસ્તક બહુ લોકપ્રિય થઇ પડેલું છે અને સૌ ભાઈબ્હેનો તેનો બહુ લાભ લે છે, એમ સેંકડો સેંકડો ઠેકાણેથી જાણીને અમને સંતોષ થાય છે, હજી પણ તેનો વધુ ફેલાવો થાય અને આ પછીની આવૃત્તિ આ કરતાં પણ સસ્તી કિંમતે વેચી શકાય એવી અમારી ઈશ્વરપ્રત્યે પ્રાર્થના છે.

મુંબઇ-ગણેશવાડી, સંવત્ ૧૯૫૯ના આસો સુદ ૧ ને મંગળવાર.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર

## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનાનો સારાંશ

ઘણી ખુશીની વાત છે કે "સ્વર્ગના વિમાન" ની બીજી આવૃત્તિની બે હજાર નકલો પણ બહુ ટુંક મુદતમાં ખપી ગઇ છે અને આ ત્રીજી આવૃત્તિની ત્રણ હજાર પ્રતો છપાવવાની અમને તક મળી છે. આ ઉપરથી એ પણ સાબિત થાય છે કે આ પુસ્તક બહુ લોકપ્રિય છે. માટે જો એની કિંમત હજી પણ વધારે સસ્તી હોય તો એની હજારો નકલો ખપી શકે; પણ દિલગીર છું કે મારી પાસે પૈસાસંબંધી સારાં સાધનો નથી. મારાં પુસ્તકો વાંચવાની ખાસ ઇચ્છા છતાં પણ હજારો ગરીબ માણસો તેનો લાભ લઇ શકતાં નથી તેથી મને બહુ ખેદ થાય છે; પણ ઈશ્વર દયાળુ છે એટલે મને આશા છે કે વખત જતાં એનો કાંઇક ઉપાય મળી આવશે અને ગરીબ લોકો તેનો ખાસ લાભ લઇ શકે એવી રીતે હાલના કરતાં ઘણીજ ઓછી કિંમતે મારાં બધાં પુસ્તકો વેચી શકાશે. પરમકૃપાળુ પિતા પરમાત્મા એવી તક મને જલદી આપે એમ હું પ્રાર્થના કરું છું.

ચોરવાડ, તા૦ ૨૨-૬-૧૯૦૮ વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીઆર

# બાબતવાર સાંકળિયું

બાબત તથા દાખલાનો નંબર.


૧ સત્સંગવિષે

૫, ૧૯, ૨૦, ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૫, ૨૬, ૨૭, ૨૮, ૨૯, ૩૦, ૩૧, ૩૨, ૧૩૭, ૧૭૨, ૧૭૩.

૨ પરમાર્થવિષે

૧૨, ૧૫, ૬૪, ૬૫, ૬૬, ૬૭, ૬૮, ૬૯, ૭૧, ૭૨, ૭૪, ૭૫, ૭૬, ૭૭, ૭૮, ૭૯, ૮૦, ૮૧, ૮૨, ૮૩, ૮૫, ૨૧૭, ૨૧૮, ૨૨૦, ૨૨૯, ૨૬૮, ૩૦૯, ૩૨૫.

૩ ગુરુવિષે

૯૯, ૧૦૪, ૧૧૬, ૧૪૪, ૧૭૫, ૨૦૨, ૨૦૩, ૨૧૫, ૨૧૭, ૨૧૮, ૨૨૮, ૨૩૩, ૨૪૮, ૨૪૯, ૨૫૦, ૨૫૧, ૨૫૨, ૨૬૦, ૨૬૭, ૨૮૯, ૩૦૮, ૩૦૯, ૩૧૬.

૪ દુઃખ, દુઃખીને દિલાસો તથા ભગવત્કૃપાવિષે

૧૭, ૩૪, ૧૨૨, ૧૨૩, ૧૨૪, ૧૪૭, ૧૫૬, ૧૫૭, ૧૮૧, ૧૮૨, ૧૮૩, ૧૮૪, ૧૮૫, ૧૮૬, ૧૮૭, ૧૮૮, ૧૮૯, ૧૯૦, ૧૯૧, ૧૯૨, ૧૯૩, ૧૯૪, ૧૯૫, ૧૯૬, ૧૯૭, ૨૩૪, ૨૩૫, ૨૩૬, ૨૩૭, ૨૩૮, ૨૩૯, ૨૪૦, ૨૪૪, ૨૬૨, ૨૯૦.

૫ ભગવદ્દઇચ્છાવિષે

૧૬, ૩૩, ૩૫, ૪૫, ૬૩, ૧૨૯, ૧૪૯, ૧૫૨, ૧૫૯, ૧૬૨ ૧૮૫, ૨૦૦, ૨૪૧, ૨૪૨, ૨૪૩, ૨૪૪, ૨૪૫, ૨૪૬, ૩૦૪, ૩૨૦, ૩૨૩.

૬ ભક્તિવિષે

૧૧૯, ૧૨૧, ૧૨૮, ૧૩૦, ૧૪૧, ૧૪૮, ૧૭૧, ૨૦૫, ૨૧૨, ૨૫૯, ૨૭૦, ૨૯૭, ૩૧૨, ૩૧૩.

૭ ભજનની જરૂરિયાતવિષે

૩૬, ૩૮, ૪૦, ૪૪, ૪૫, ૪૬, ૫૧, ૨૮૪, ૮૨, ૨૮૫.

૮ પંડિતાઈવિષે

૨, ૧૨૧, ૧૪૧, ૧૪૨, ૧૪૮, ૧૬૬, ૨૦૨, ૨૮૧, ૨૮૩, ૨૮૭, ૨૮૮, ૨૯૪.

૯ ઈશ્વરવિષે

૪, ૧૪, ૪૭, ૪૮, ૪૯, ૫૪, ૬૨, ૯૭, ૧૦૨, ૧૧૦, ૧૧૧, ૧૪૩, ૧૬૧, ૨૧૬, ૨૧૯, ૨૩૨, ૩૧૭.

૧૦ પાપવિષે

૬, ૬૧, ૯૬, ૯૮, ૧૧૩, ૧૨૫, ૨૦૧, ૨૦૭, ૨૦૮, ૨૦૯, ૨૧૧, ૨૫૭, ૨૯૨, ૩૦૫, ૩૦૭, ૩૧૦.

૧૧ પાપીવિષે
૫૫, ૬૦, ૧૩૧, ૧૩૨, ૧૩૩, ૧૩૪, ૧૩૫, ૧૩૬, ૨૦૪, ૨૦૬, ૨૧૦, ૨૨૫, ૨૨૬, ૨૨૭, ૩૦૩, ૩૦૬.

૧૨ ઢોંગીપણું તથા આચરણ સુધારવાવિષે
૩, ૭, ૧૧, ૫૨, ૮૬, ૮૯, ૧૬૩, ૧૬૪, ૧૬૯, ૨૦૨, ૨૪૭, ૨૫૩, ૨૬૧, ૨૬૩, ૨૯૪, ૨૯૫, ૨૯૯, ૩૧૫, ૩૨૧, ૩૨૪.

૧૩ ઢોંગીઓવિષે ૧૬૯, ૨૮૬, ૩૦૧.

૧૪ હસાહસવિષે ૨, ૧૮, ૨૬, ૯૫, ૧૨૩.

૧૫ લોકલાજવિષે ૧૦૧.

૧૬ વિશ્વાસ ભગવદ્આશરાવિષે
૮, ૯, ૫૦, ૭૦, ૯૦, ૧૦૨, ૧૦૩, ૧૦૬, ૧૦૭, ૧૦૮, ૧૦૯, ૧૨૭, ૧૪૯, ૧૫૦, ૧૫૧, ૧૫૪, ૧૬૦, ૧૯૮, ૧૯૯, ૨૨૧, ૩૧૯.

૧૭ સંત, મહાત્મા, હરિજન, ભકતો તથા વૈષ્ણવોનાં લક્ષણવિષે
૩૯, ૫૯, ૧૦૦, ૧૧૪, ૧૩૮, ૨૫૮, ૨૬૯, ૨૭૪, ૨૯૧, ૨૯૩, ૩૨૨.

૧૮ ઇશ્વરપ્રેમવિષે ૯૩, ૨૫૪, ૨૬૯, ૨૭૩, ૨૭૬, ૨૯૧.

૧૯ ઇશ્વરકૃપાવિષે ૧૮૦, ૨૬૪.

૨૦ માયા તથા અજ્ઞાનવિષે
૧૩, ૪૧, ૪૨, ૫૨, ૧૦૯, ૧૧૫, ૧૨૬, ૧૩૯, ૧૮૦, ૨૧૨, ૨૫૫, ૨૭૦, ૨૭૭, ૨૭૮, ૨૮૪, ૨૯૫, ૩૦૨.

૨૧ ત્યાગ–વૈરાગ્ય અથવા જગત્મિથ્યાવિષે
૫૮, ૮૭, ૧૧૭, ૧૨૬, ૨૭૭.

૨૨ જલદી કરવાવિષે
૪૨, ૫૩, ૫૮, ૮૭, ૯૧, ૯૨, ૯૫, ૧૧૮, ૧૨૦, ૧૪૫, ૧૪૬, ૧૭૮, ૨૫૬, ૩૧૧.

૨૩ અભિમાનવિષે
૫૭, ૭૨, ૭૩, ૯૪, ૧૦૫, ૧૧૦, ૧૧૨, ૧૫૩, ૨૦૯, ૨૨૫, ૨૮૦.

૨૪ દીનતા તથા અર્પણવિધિવિષે ૧૧૬, ૨૯૯.

૨૫ ધર્મવિષે ૮૮, ૨૨૪, ૨૬૫, ૨૬૮, ૨૭૫, ૨૮૨.

૨૬ જ્ઞાનભકિતવિષે
૧૨૧, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૪૮, ૧૬૬, ૧૬૮, ૧૭૪, ૨૧૪, ૨૬૬, ૨૭૧, ૨૭૨, ૨૮૧, ૨૮૩, ૨૮૭, ૨૮૮, ૨૯૮, ૩૨૪.

૨૭ ઇશ્વરપ્રાર્થનાવિષે
૨૩૦, ૨૩૧, ૨૩૨, ૨૭૯, ૩૧૪.

# पृष्ठवार अनुक्रमणिका


૧–બીજાને નિમકહરામ સમજનાર પોતેજ ઘણીવાર પ્રભુનો મોટો નિમકહરામ હોય છે. ... ... ... ૧
૨–ભકત થવા માટે બહુ જાણવાની જરૂર નથી પણ કાંઇક કરવાની જરૂર છે. ... ... ... ... ૨
૩–પ્રભુ બહારના ડોળથી નહિ પણ અંતરની શુદ્ધિથી રીઝે છે. ૨
૪–હરિને શરણ થયેલાં સદાય નિર્ભય રહે છે. ... ... ૩
૫–માણસે હમેશાં સત્સંગમાં રહેવાની જરૂર છે. ... ... ૪
૬–પાપનો તુરતજ નાશ કરવો. ... ... ... ૪
૭–બહારથી દુકાન બંધ કરીને અંદર પોતાનું કામકાજ કરનારાના જેવું ભકિતમાં ન કરો. ... ... ... ૫
૮–વિશ્વાસવિનાનું મન એ લંગરવિનાના વહાણ જેવું છે. ... ૬
૯–બધાં વિના ચાલશે, પણ વિશ્વાસવિના નહિ ચાલે. ... ૬
૧૦–શોક કરવો એ પ્રભુ સાથે કજીઓ કરવા જેવું છે. ... ૭
૧૧–પ્રભુને દયા ગમે છે; ઠાઠમાઠ નહિ. ... ... ... ૮
૧૨–જરૂર ન હોય તેને આપણે પરાણે ખવરાવીએ છીએ, પણ ભૂખ્યાને ટુકડો આપતા નથી. ... ... ... ૮
૧૩–ઇશ્વરનું જ્ઞાન થાય છે ત્યારે માયા છૂટી જાય છે. ... ૯
૧૪–પ્રભુને સર્વવ્યાપી સમજે તે કોઇથી ડરતા નથી. ... ૧૦
૧૫–ગરીબોવિના સ્વર્ગસુધી બોજો કોણ ઉપાડશે? ... ... ૧૦
૧૬– ભગવદિચ્છાને આધીન થવાવિષે ... ... ... ૧૧
૧૭–દુઃખો પણ કેટલીકવાર પ્રભુની દયારૂપજ હોય છે. ... ૧૧
૧૮–ગમે તેટલું જ્ઞાન છતાં ભકિતવિના પાર પડાય નહિ. ... ૧૨
૧૯–સત્સંગના મહિમાવિષે ઉદ્ધવજીને ઉપદેશ. ... ... ૧૩
૨૦–મિઠાઇનો સ્વાદ ખાવાથી સમજાય, વાતોથી નહિ. ... ૧૩
૨૧–માયાથી જે ખોટી વસ્તુઓ ઉંચી ઉંચી લાગે છે, તે સત્સંગથી નીચી પડી જાય છે. ... ... ... ૧૪
૨૨–સત્સંગમાં પડયા રહ્યા વિના પાર પમાય નહિ. ... ૧૫
૨૩–આપણે સત્સંગમાં જતા નથી તેનું કારણ શું ? ... ૧૬
૨૪–સત્સંગનો રંગ લાગતાંજ માયા છૂટી જાય છે. ... ... ૧૭
૨૫–સત્સંગથી આપણી ભૂલો સમજાય છે અને આપણે પ્રભુના રસ્તામાં આવી શકીએ છીએ. ... ... ... ૧૭
૨૬–સંસારીઓને સત્સંગ ગમતો નથી તે વિષે ... ... ૧૮
૨૭–સત્સંગમાં જવાથી જેમ આપણને લાભ થાય છે, તેમ આપણા કુટુંબને પણ લાભ થાય છે. ... ... ૨૦
૨૮–સત્સંગથી તરત મોક્ષ ન મળે છતાં અંતઃકરણ તો પવિત્ર

થવાનુંજ. ... ... ... ... ... ૨૧
૨૯–સત્સંગની ખરી મઝા દૂરથી જોવાથી નહિ પણ એમાં તરબોળ થવાથીજ સમજાય છે. ... ... ... ૨૩
૩૦–બ્હારની અડચણોથી સત્સંગ ન છોડી દો; ખરી મઝા તો અંદર છે. ... ... ... ... ... ૨૩
૩૧–પાપીઓ સત્સંગમાં આવતા નથી તેનું કારણ. ... ૨૪
૩૨–વખત અને સગવડ છતાં પણ સત્સંગનો લાભ નહિ લે તેઓને પસ્તાવું પડશે. ... ... ... ... ૨૫
૩૩–આવેલા દુઃખની સામે નહિ જોતાં તે મોકલનાર પ્રભુની સામે જોવું જોઇએ. ... ... ... ... ૨૬
૩૪–હરિજનો દુઃખમાં નિરાશ થતા નથી. ... ... ૨૬
૩૫–જનાવરો પણ ધણીની આજ્ઞા પાળે છે, તો મનુષ્યે પ્રભુ-ઇચ્છાને આધીન ન થવું, એ કેટલું ખરાબ ? ... ... ૨૭
૩૬–વ્યભિચારિણી સ્ત્રી કરતાં પણ પ્રભુ તરફ નિમકહરામ રહેનાર વધારે ખરાબ છે. ... ... ... ૨૮
૩૭–ધણીને નિમકહરામ થનારા નોકર કરતાં પણ પ્રભુના ગુણ ન માને તે વધારે ધિક્કારવા યોગ્ય છે.... ... ... ૨૮
૩૮–માબાપની સામે થનાર છોકરાને આપણે હરામખોર કહીએ છીએ, પણ આપણે આપણા પ્રભુની તરફ કેમ વર્તીએ છીએ?...૨૯
૩૯–છાશથી જેમ માખણ જૂદું છે, તેમ ભકત જગતથી જૂદા છે. ૩૦
૪૦–સ્વર્ગમાં બધાએ છે; માત્ર આળસુઓ નથી. ... ... ૩૧
૪૧–માયા આપણને પકડતી નથી પણ આપણેજ માયાને પકડી રાખીએ છીએ. ... ... ... ... ૩૧
૪૨–આવતી કાલનો ભરૂંસો નથી, માટે પણ ધર્મના કામમાં ઉતાવળ કરો. ... ... ... ... ... ૩૨
૪૩–કોઇ ભિખારી દાતાનેજ લૂંટે, તેમ ઇશ્વરે આપેલી શકિતઓને તેનીજ સામે આપણે વાપરીએ છીએ. ... ... ૩૩
૪૪–સર્વ સુખોના દાતા પ્રભુનાજ હુકમો આપણે માનતા નથી તેથી આપણું શું થશે, એ તો વિચારો ! ... ... ૩૪
૪૫–ફળ નહિ આપનારા ઝાડને માળી કાપી નાખે છે તેવાજ હાલ ભગવદ્દઇચ્છાને આધીન નહિ થનાર આપણા પણ થવાના.... ૩૪
૪૬–સર્વ વસ્તુઓ પ્રભુનો હુકમ માને છે, માત્ર માણસોજ માનતાં નથી ! ... ... ... ... ... ૩૫
૪૭–એકાંતમાં પણ ઇશ્વર છે, એમ સમજવાથી ખોટાંથી બચાય છે. ૩૬
૪૮–રાજાની સામે નોકરથી ખરાબ કામ થાય નહિ. ... ૩૭
૪૯–મહેતાજીએ છોકરાને પૂછયું ઇશ્વર કયાં છે ? છોકરાએ કહ્યું ઈશ્વર કયાં નથી? ... ... ... ... ... ૩૮
૫૦–ભકતનું બૂરૂં પ્રભુ પણ કરી શકે નહિ તો પછી થોડાંક

નિંદાખોર માણસો શું કરી શકશે ?... ... ... ૩૮
૫૧–અહીંના કેસને માટે કેટલી બધી તજવીજ ને ખરચ ? અને મુકિતના કેસને માટે કાંઇજ નહિ !... ... ... ૩૯
૫૨–દુનિયા તો બગડેલી છેજ ને આપણું મન પણ જો ખરાબ રાખીએ તો કયાં આરો આવે ? ... ... ... ૪૦
૫૩–બળતા ઘરમાંથી બીજું બધું બચ્યું, પણ છોકરૂં અંદર રહી ગયું!...૪૧
૫૪–ભુચ્ચો છોકરો સુધરે એટલે બાપનું તે બધું તેનુંજ છે; તેમ પ્રભુના રસ્તાપર આવો એટલે તેનું બધું સુખ તમારૂંજ છે... ૪૨
૫૫–નબળા કેસની દાકતરને વધારે કાળજી હોય છે, તેમજ આપણે પણ પ્રભુને શરણે જઇએ તો આપણી તે વધારે કાળજી રાખે છે..... ... ... ... ... ૪૩
૫૬–પ્રભુના આપેલા વૈભવો પ્રભુને યાદ કર્યા વિના ભોગવવા એ ચોરી કરવા બરોબર છે. ... ... ... ૪૪
૫૭–તમારા ગામમાં કે નાતમાં તમે મોટા હશો, પણ જગતની અંદર તમે કાંઇ બિસાતમાં નથી. ... ... ... ૪૬
૫૮–ઉપર તલવાર ને નીચે આગ. ... ... ... ૪૭
૫૯–ઝાડ જેમ પથ્થર ફેંકનારને ફળ આપે છે, તેમ સજ્જનો બૂરૂં કરનારનું પણ ભલુંજ કરે છે. ... ... ... ૪૯
૬૦–કસાઇના જાડા બકરાની પેઠે પાપીઓને પણ તેમનો નાશ કરવાનેજ મોટા બનાવવામાં આવે છે. ... ... ૫૦
૬૧–આપણાં પાપની આપણને ખબર પડતી નથી, પણ ધર્મ-રાજા પાસે ઇન્સાફ થશે ત્યારે તેની ખબર પડશે. ... ૫૨
૬૨–પ્રભુના બળની તો મુવા પછીજ ખબર પડશે. ... ૫૩
૬૩–ધર્મીને ઘેર ધાડ કાં હોય છે? સારૂં આપવા માટેજ પ્રભુ ખરાબને લઇ જાય છે. ... ... ... ... ... ૫૪
૬૪–દાન કરવાથી કોઈ માણસ ગરીબ થઇ જાય નહિ. ... ૫૫
૬૫–કૂવામાંથી પાણી નીકળે તેમ તેમ નવું આવતું જાય છે, તેમ પરોપકાર કરવાથી ધન વધતું જાય છે. ... ... ૫૬
૬૬–પ્રભુ કહે છે કે, બીજી કોઇ પણ બાબત કરતાં આપવું એ મને વધારે ગમે છે. ... ... ... ... ૫૭
૬૭–તોપનો ગોળો તો ત્રણ ચાર માઇલજ જાય, પણ અન્નનો ગોળો તો સ્વર્ગ સુધી જાય છે. ... ... ... ૫૭
૬૮–પ્રભુના કરજદાર રહીને કેમ સુખી રહી શકાશે ? ... ૫૮
૬૯–રાજાનું લેણું ચૂકાવ્યા વિના નહિ ચાલે, ત્યારે પ્રભુનું લેણું ચૂકવ્યા વિના કેમ ચાલશે ? ... ... ... ૫૯
૭૦–ઘંટીમાં ખીલાને આશરે રહેલા દાણા બચી જાય છે, તેમજ પ્રભુને શરણ થનાર જીવો પણ બચી જાય છે. ... ૬૦
૭૧–થોડા કાળને માટે અહીં આટલો બધો સંગ્રહ અને અનંત

કાળના પરલોક માટે કાંઈજ નહિ ? ... ... ૬૧
૭૨–ગાડા નીચે ચાલતા કૂતરાની પેઠે હુંજ ગાડું ખેંચી જાઉં છું, એવું અભિમાન ન રાખો. ... ... ... ૬૩
૭૩–અભિમાન કરવાથી આપણાં શુભ કર્મો પણ ઓછી સત્તાવાળાં ને મલિન થઇ જાય છે. ... ... ... ૬૪
૭૪–બીજાઓની ચીજોનો આપણે લાભ લઇએ છીએ, માટે આપણે પણ બીજાઓને માટે કાંઇ કરવું જોઇએ. ... ૬૫
૭૫–દાન આપવું તે થાપણ મૂકવા બરોબર છે. ... ... ૬૬
૭૬–દાન આપવું તે બીજ વાવવા બરોબર છે. ... ... ૬૭
૭૭–દાન આપવાથી કોઇ ગરીબ થતું નથી, ને કદાચ થાય તોપણ તેમાં તેઓ શોભે છે. ... ... ... ... ૬૮
૭૮–આપનારને ઘેર હાથીઘોડા છે, લેનારને ઘેર નહિ. ... ૬૯
૭૯–અસલના લોકો દાન આપવાને કેવી કેવી યુક્તિઓ કરતા? ૬૯
૮૦–ભગવાને કહ્યું છે કે, લેનાર તો હલકો છે, પણ આપનારનો તો હું દાસ છું. ... ... ... ... ૭૦
૮૧–આખી દુનિયાના આપણે કરજદાર છીએ અને કરજ ન ચૂકાવવું એનુંજ નામ પાપ છે. ... ... ... ૭૧
૮૨–શેઠે નોકરને ધન આપીને ધર્મશાળા બંધાવવા મોકલ્યો; પણ નોકરે તો તે મોજશોખમાંજ ઉડાવી દીધું. ... ... ૭૨
૮૩–સાચી દાનતવાળાને પ્રભુ અણધારી મદદ કરે છે. ... ૭૩
૮૪–છોકરાંઓને શેઠિયા બનાવવા સારૂ તમે પંડે નરકમાં ન જાઓ. ૭૪
૮૫–તમે તળાવ ન ખોદાવી શકો પણ તરસ્યાને પાણી તો પાઇ શકશો. ૭૫
૮૬–કરની કરે સો પિતા હમેરા ! ... ... ... ૭૬
૮૭–જીંદગી વિજળીના ઝબકારા જેવી છે; તેમાં મોતી પ્રોઇ લેવું તેનુંજ નામ ચેતવું છે. ... ... ... ૭૭
૮૮–ચાર હજાર પુસ્તકમાંથી જરૂરની ચાર વાતો મળી; તેમાં પણ બે યાદ રાખવાની ને બે ભૂલી જવાની; ... ... ૭૯
૮૯–કડવી તુમડીને જાત્રા કરાવવાથી તે કાંઇ મીઠી થાય નહિ, તેમ અંતર ધોયા વિના પાપ જાય નહિ. ... ... ૭૯
૯૦–યજમાન વખત આવ્યે દક્ષિણા આપે છે; તેમ પ્રભુ પણ વખત પાકયે આપશે; માટે ફળની ઉતાવળ ન કરો. ... ૮૧
૯૧–દેશમાં જયારે આફતો ચાલતી હોય ત્યારે વધારે ભક્તિ કરવી જોઇએ. ... ... ... ... ... ૮૨
૯૨–સમુદ્રમાં તોફાનવેળા સરસામાન જતો કરીને પણ જીંદગી બચાવે છે, તેમ જંજાળોને છોડીને અનંતને મેળવો. ... ૮૨
૯૩–જેના ઘરમાં આગ લાગે તે સામાન બહાર ફેંકી દે છે, તેમજ જે ભકતના અંતરમાં પ્રભુનામનો વિરહ લાગે છે તે વાસનાઓને દૂર ફેંકી દે છે. ... ... ...

૯૪–અભિમાન છોડો એટલે સ્વર્ગ તમારૂંજ છે. ... ... ૮૩
૯૫–તક ગયા પછી બધું ફુરરરરરર ફુ થઈ જશે. ... ... ૮૫
૯૬–પાપને હૃદયમાં ભરી રાખીને શાંતિ નહિ મળે.... ... ૮૬
૯૭–આપણા હૃદયમાંજ ઈશ્વર રહેલો છે, છતાં આપણે તેને ઓળખતા નથી.... ... ... ... ... ૮૮
૯૮–હૃદયમાં પાપભરી રાખીને કાંઇ પ્રભુને પ્રસન્નકરી શકાય નહિ. ૮૯
૯૯–ડૂબતાને બચાવવા માટે નદીમાં ફેંકેલો ભાલો. ... ૯૦
૧૦૦–સાચા ભક્તોને સમજવા માટે ભક્તતેલની વાત. ... ૯૧
૧૦૧–પ્રભુ ભજવાથી કોઇની લાજ જતી નથી; તોપણ તેમાં ... આપણને લાજ લાગે છે અને જેથી આબરૂ જાય તેવાં કામ કરતાં તો શરમાતા નથી ! ... ... ... ૯૩
૧૦૨–માણસો પણ મજુરી ડૂબાવતાં નથી તો પ્રભુ કેમ ડૂબાવશે? ૯૪
૧૦૩–દૂધાળી ગાયને સારો ખોરાક અપાય છે તેમ ભક્તોને પ્રભુ ચાહીને વધારે સુખો આપે છે. ... ... ... ૯૫
૧૦૪–ભિખારીઓ ભિખને પાત્ર છે, પણ ગુરુઓ તથા ભક્તો સેવાને પાત્ર છે. ... ... ... ... ... ૯૬
૧૦૫–પાણીના વરસાદ કરતાં પણ પ્રભુના નામનો વરસાદ વધારે શ્રેષ્ઠ છે....૯૭
૧૦૬–વિશ્વાસપર ચાલનારા ભક્તોની શ્રેષ્ઠતા ... ... ૯૮
૧૦૭–શ્રદ્ધા તે સોનામહોર અને બીજાં સાધન તે દોકડા ... ૯૯
૧૦૮–વિશ્વાસથી ખુદ ઈશ્વર મળે છે, તો પછી ભક્તિનાં સાધનો મળે તેમાં શું નવાઇ ? ... ... ... ... ૯૯
૧૦૯–લગામવિનાનો ઘોડો ખાડામાં નાખે, તેમ વિશ્વાસવિનાનું મન પણ નરકમાંજ લઇ જશે. ... ... ... ... ૧૦૦
૧૧૦–ચમચાથી કદાચ સમુદ્ર ઉલેચી શકાય, પણ માણસથી પ્રભુનો પાર પામી શકાય નહિ. ... ... ... ... ૧૦૨
૧૧૧–દુનિયાની હલકી ચીજનું પણ પૂરેપૂરૂં જ્ઞાન થઇ શકતું નથી, ત્યારે ઈશ્વરનું પૂરૂં જ્ઞાન કેમ થઈ શકશે ? ... ... ૧૦૩
૧૧૨–જે અહીં મોટા થશે તે પ્રભુ પાસે નીચા પડશે અને જે અહીં નમશે તે પ્રભુ પાસે માન પામશે. ... ... ૧૦૪
૧૧૩–પ્રભુએ મોતના વારંટ ઉપર અને નરકમાં નાખવાના ઠરાવ ઉપર સહી કરી નથી એટલામાંજ આપણે પાપ છોડી દેવાં જોઇએ. ... ... ... ... ... ૧૦૫
૧૧૪–ભક્તોના હૃદયમાંજ તેમનો આનંદ ભરેલો હોય છે. ... ૧૦૭
૧૧૫–અધિકારવિના સારી ચીજો પણ રુચતી નથી; માટે ઈશ્વરી આનંદ લેવાની યોગ્યતા મેળવો. ... ... ... ૧૦૮
૧૧૬–પાપીઓ પણ ભક્તિમાન થઇને ગુરુ બની શકે છે. ... ૧૦૯
૧૧૭–ટ્રેન ઉપડી ગયા પછી રોવું તે શું કામનું ? મરી ગયેલાં પાછળ રોવું તે પણ એવુંજ છે. ... ... ... ૧૧૦

૧૧૮–મોત એ ઈશ્વરની કૃપા છે. ... ... ... ૧૧૧
૧૧૯–ભક્તિનો રસ્તો ખડબચડો છે તે વચમાં અટકી પડવા સારૂ નહિ, પણ જલદી પહોંચવા માટે છે.... ... ... ૧૧૩
૧૨૦–આ તો મુસાફરી છે અને ઘર તો પ્રભુના દરબારમાં છે. ૧૧૪
૧૨૧–તમે વિદ્વાન છો કે નહિ ? એ પ્રભુને ત્યાં નહિ પૂછે પણ તમારામાં કેટલી ભક્તિ છે એજ ત્યાં પૂછશે. ... ... ૧૧૫
૧૨૨–ભવિષ્યનાં સંકટને યાદ કરીને દુઃખનો બોજો ન વધારો.... ૧૧૬
૧૨૩–પ્રભુની ઇચ્છાને આધીન થાઓ, એટલે દુઃખો એની મેળેજ ઓછાં થઇ જશે. ... ... ... ... ૧૧૬
૧૨૪–ભરતીઓટની પેઠે સુખદુઃખ પણ જેટલા જોસથી આવે છે તેટલાજ જોસથી ચાલ્યાં જાય છે. ... ... ... ૧૧૮
૧૨૫–જોડામાં કાંકરો ભરાય તો ચલાતું નથી, ત્યારે હૃદયમાં પાપ ભરીને ઇશ્વરી રસ્તે કેમ ચલાશે ? ... ... ... ૧૨૦
૧૨૬–મુવા પછી દાગીનાઓ કામ આવવાના નથી, માત્ર ધર્મજ કામ આવશે. ... ... ... ... ... ૧૨૧
૧૨૭–કૅપ્ટન ઉપર વિશ્વાસ રાખીને આગબોટમાં બેસીએ છીએ, તેમ પ્રભુ ઉપર વિશ્વાસ રાખીને ભક્તિરૂપી આગબોટમાં બેસી જાઓ. ... ... ... ... ... ૧૨૨
૧૨૮–તલમાં તેલ છે તોપણ તે પીલીને કાઢવું જોઇએ, તેમ હૃદયમાં ભક્તિ છે તેને ભગવત્સેવાથી વધારવી જોઇએ.... ૧૨૩
૧૨૯–ડૉક્ટર કે વકીલ કરતાં પ્રભુ અનંતગણો સમર્થ હોવાથી તેનેજ આશરે તમારો કેસ સોંપો. ... ... ... ૧૨૪
૧૩૦–ભક્તિ એ બજાર છે તેમાંથી પ્રભુરૂપી રત્નની ખરીદી કરો. ૧૨૫
૧૩૧–ઇશ્વરના હુકમની વિરુદ્ધ ચાલનારા પાપીઓની જાતો ... ૧૨૬
૧૩૨–મૂરખ–પાપી ... ... ... ... ... ૧૨૬
૧૩૩–અભિમાની–પાપી... ... ... ... ... ૧૨૭
૧૩૪–હઠીલો–પાપી ... ... ... ... ... ૧૨૭
૧૩૫–જ્ઞાની–પાપી ... ... ... ... ... ૧૨૮
૧૩૬–ઇશ્વરે છૂટો મૂકેલો–પાપી ... ... ... ... ૧૨૯
૧૩૭–ચા પીવાની તલપ થાય છે, તેવી સત્સંગની તલપ થાય છે કે? ૧૩૦
૧૩૮–ખરા બહાદુર કોણ? ભક્ત કે યોદ્ધા ?... ... ... ૧૩૧
૧૩૯–ભક્તિનો બદલો માગવો એ હીરો આપીને રાખનું પડીકું લેવા જેવું છે. ... ... ... ... ... ૧૩૨
૧૪૦–લુખા જ્ઞાનથી સંસાર તરવાની ઇચ્છા એ પગે ચાલીને સાગર તરવાની ઇચ્છા જેવી છે. ... ... ... ૧૩૩
૧૪૧–જ્ઞાનનો અર્થ જાણવું છે અને ભક્તિનો અર્થ ભોગવવું છે. ૧૩૩
૧૪૨–જ્ઞાનના પ્રકાશથીજ પ્રભુને જોઈ શકાય છે. ... ... ૧૩૪
૧૪૩–સારો પીરસનારો જેમ ખૂબ પીરસે છે, તેમ પ્રભુ તો આપણને

ધણું એ આપે છે, પણ આપણે તે ક્યાં લઇ શકીએ છીએ?... ૧૩૫
૧૪૪–આપણને માયારૂપી સાપ કરડેલો છે; એ સાપનું ઝેર ઉતારનાર ગુરુ છે, માટે સદ્‌ગુરુને શરણે જાઓ. ... ૧૩૬
૧૪૫–વાર લગાડવાથી ભક્તિની કિંમત વધી જાય છે. ... ૧૩૭
૧૪૬–હમણાં જેટલું એક પૈસામાં મેળવી શકશો તેટલું વખત વીત્યા પછી મહોર આપીને પણ મેળવી શકશો નહિ. ... ૧૩૯
૧૪૭–ભક્તનાં દુઃખો તો પીઠના પવન જેવાં છે. ... ... ૧૪૧
૧૪૮–જ્ઞાન કરતાં ભક્તિ ઉત્તમ છે. ... ... ... ૧૪૨
૧૪૯–પ્રભુની પરીક્ષા લેવાની ઇચ્છા ન રાખો, પણ સરળતાથી તેની ઇચ્છાને આધીન થાઓ. ... ... ... ૧૪૨
૧૫૦–વિશ્વાસ એટલે સ્વર્ગના દરવાજાની ચાવી ... ... ૧૪૪
૧૫૧–જ્ઞાન અને ભક્તિવિનાનો વિશ્વાસ તે મુવેલો વિશ્વાસ છે. ૧૪૫
૧૫૨–હનુમાને રામને કહ્યું કે મારૂં સુખ તો તમારી ઇચ્છાને આધીન થવામાં છે. ... ... ... ... ૧૪૫
૧૫૩–પાપીઓમાં મોટા ગણાવાથી ફુલાવું નહિ. ... ... ૧૪૬
૧૫૪–શાસ્ત્રનું જ્ઞાન મેળવવું અને ધર્મનાં રૂડાં કામો કરવાં, એ આપણા વિશ્વાસની સાબિતી છે. ... ... ... ૧૪૭
૧૫૫–ફરજ બજાવવાને ખાતર કોઇવાર ઇશ્વરભજન મૂકી દેવું પડે તે પણ એક જાતનું તપ છે. ... ... ... ૧૪૮
૧૫૬–દોસ્તોના દોષ જોવાતા નથી ને તેના કેટલાક ઘા પણ ખમવા પડે છે; ત્યારે જે ખરા ભક્ત હોય તે પ્રભુના દોષ કેમ જુએ અને પ્રભુના ઘા ખમવાની આનાકાની કેમ કરે? ... ૧૪૯
૧૫૭–પ્રભુ જે કરે છે તે સારૂંજ કરે છે; પણ તેનો ભેદ નહિ સમજવાથી તે કડવું લાગે છે. ... ... ... ૧૫૦
૧૫૮–ભક્તિનો બદલો માગવો, એ પ્રભુની પરીક્ષા લેવા જેવું છે. ૧૫૧
૧૫૯–આંધળાએ દેખતાને આધારે રહેવું જોઇએ, તેમ આપણે પણ આપણી દોરી પ્રભુના હાથમાં સોંપવી જોઇએ.... ... ૧૫૨
૧૬૦–ભક્તિનો પાયો વાળ કરતાં પણ વધારે બારીક તાર ઉપર છે; એ બારીક તાર તે વિશ્વાસ છે.... ... ... ૧૫૩
૧૬૧–બાળકો માગે તે બધું કાંઈ બાપ આપે નહિ, પણ જે આપવા જેવું હોય તેજ આપે; તેમજ પ્રભુ પણ જે યોગ્ય હોય તેજ આપણને આપે છે. ... ... ... ૧૫૪
૧૬૨–પ્રભુને આપણી ઇચ્છાઓ સોંપી દઇએ નહિ. ત્યાંસુધી કાંઇ પણ આપ્યું કહેવાય નહિ... ... ... ... ૧૫૫
૧૬૩–ઓસડ ખાય પણ કરી પાળે નહિ તેનો રોગ જાય નહિ; તેમજ જે ધર્મને જાણે પણ પાળે નહિ, તેનો ઉદ્ધાર થાય નહિ. ૧૫૬
૧૬૪–રૈયતે રાજાના કાયદા જાણવા જોઇએ તેમ માણસોએ પ્રભુના કાયદા જાણવા જોઇએ.... ... ... ... ૧૫૭

૧૬૫–બીજાઓને લાભ આપવા સારૂ ભજન છોડવું, એ પણ એક જાતનું તપ છે. ... ... ... ... ૧૫૮
૧૬૬–આપણી બહારની ધામધૂમો બહુ મોટી છે, પણ અંતર ભીંજાએલું નથી એ શું કામનું? ... ... ... ૧૫૯
૧૬૭–માણસોથી બીવાને બદલે પ્રભુથી બીતાં શીખો... ... ૧૬૦
૧૬૮–જ્ઞાન એ બીજ છે ને ભક્તિ તે ઝાડ છે. ... ... ૧૬૧
૧૬૯–સાચા ભક્તોને નામે ઢોંગીઓ ફાવી જાય તેથી દુનિયામાં સાચા ભક્તોજ નથી, એમ ન સમજવું. ... ... ૧૬૨
૧૭૦–પ્રભુની કૃપા આપણને કેમ નથી મળતી? સંડાસના જેટલો પણ વખત પ્રભુના ધ્યાનમાં ક્યાં ગાળીએ છીએ? ... ૧૬૩
૧૭૧–કવિઓનો વિવાદ; ખરૂં અમૃત ભક્તિમાં છે. ... ... ૧૬૫
૧૭૨–સત્સંગમાં જવાથી અંતરના દોષો સમજાય છે; તેથી પાપથી બચી શકાય છે. ... ... ... ... ... ૧૬૭
૧૭૩–આપણે આપણી કિંમત સમજી શકીએ માટે સત્સંગમાં જવાની જરૂર છે... ... ... ... ... ૧૬૮
૧૭૪–પેટે પાટા બાંધવાથી ભૂખ મરી શકે પણ ખરી તૃપ્તિ થાય નહિ; તેમજ ભક્તિવિનાના લૂખા જ્ઞાનથી પણ ખરી શાંતિ મળી શકે નહિ. ... ... ... ... ૧૬૯
૧૭૫–કૂવામાં હોય તેવુંજ હવેડામાં આવે, તેમ જેવું ગુરુમાં હોય તેવુંજ શિષ્યમાં આવે; માટે ઉત્તમમાં ઉત્તમ ગુરુને પસંદ કરો. ૧૭૦
૧૭૬–થોડાક રોગ મટાડવા બદલ દરદીએ વૈદને બધું આપી દીધું; ત્યારે પ્રભુએ આપણને બધું આપ્યું છે, તેને માટે તો આપણે કેટલું બધું કરવું જોઇએ? ... ... ... ૧૭૧
૧૭૭–માણસના ત્રણ દોસ્તઃ–ધન, કુટુંબ ને ધર્મ. ... ... ૧૭૨
૧૭૮–સોની જેમ સોનાની રજકણોને સાચવે છે, તેમ ભક્તોએ પળે પળને સાચવવી જોઇએ. ... ... ... ૧૭૪
૧૭૯–ચિતારાની પીંછીથી એમ ન કહેવાય કે આ ચિત્ર મેંજ બનાવ્યું; તેમજ માણસો પણ પ્રભુનાં હથિયારમાત્ર હોવાથી તેમણે કર્તાપણાનું અભિમાન કરવું ઘટે નહિ... ... ૧૭૬
૧૮૦–દુનિયાદારીમાં બહુ ફસાઇ રહેવાથીજ ઇશ્વરકૃપા આપણી પાસે છતાં તેનો લાભ આપણે લઇ શકતા નથી. ... ૧૭૭
૧૮૧–પાપ કાપવા સારૂજ આપણાપર દુઃખો આવે છે. ... ૧૭૮
૧૮૨–ગાયના હિતમાટેજ તેને ગોવાળ લાકડી મારે છે, તેમ આપણા કલ્યાણ માટેજ પ્રભુ દુઃખ મોકલે છે.... ... ૧૭૯
૧૮૩–કાળાં વાદળ આવ્યા પછી વરસાદ આવે છે, તેમ દુઃખ પછી સુખ પણ આવે છેજ. ... ... ... ૧૮૦
૧૮૪–નવાં પાંદડાં આવવા સારૂ જૂનાં પાંદડાં ખરી જાય છે, તેમ વધારે સુખ મળવા સારૂજ થોડાં સુખ જતાં રહે છે. ૧૮૧

૧૮૫–ધણીના કામમાં નોકરથી બોલાય નહિ, તેમ પ્રભુની ઇચ્છા
મુજબ રહેવામાં આપણે દિલગીર ન થવું જોઇએ. ... ૧૮૧
૧૮૬–દુઃખની દરકાર રાખે તે ભક્ત શેના ? ... ... ૧૮૨
૧૮૭–દુઃખ એ આપણી પરીક્ષા છે. ... ... ... ૧૮૩
૧૮૮–સુખને અર્થે દુઃખ ખમવામાં પણ મઝા છે. ... ... ૧૮૪
૧૮૯–માળી કારણવિના ડાંખળી પણ કાપતો નથી તો કૃપાળુ
પ્રભુ આપણને કારણવિના કેમ દુઃખ થવા દે ? ... ૧૮૪
૧૯૦–આ દુનિયામાં દુઃખ તો ભોગવવાંજ પડશે. પછી ગમે તો
તે હસીને ભોગવો ને ગમે તો રડીને ભોગવો. ... ૧૮૫
૧૯૧–પ્રભુના હુકમથીજ દુઃખ આવે છે, માટે તે ભોગવવાંજ પડશે. ૧૮૬
૧૯૨–ખાતર સારા ખેતરમાંજ નખાય છે તેમ પ્રભુના વહાલા
હોય તેનેજ દુઃખ પડે છે. ... ... ... ... ૧૮૭
૧૯૩–ફૂલ તૂટે તોજ દેવ ઉપર ચડે, તેમ માણસો દુઃખ ખમે તોજ
પ્રભુને પામી શકે છે. ... ... ... ... ૧૮૮
૧૯૪–અનંત કાળના મોક્ષસુખ માટે દુનિયાનાં થોડાં દુઃખ ભોગવી લેવાં
એ તો શૂળીનું સંકટ સોયથી પતાવી દેવા જેવું છે....... ૧૮૯
૧૯૫–પાપની શિક્ષારૂપ દુઃખ ભોગવી લેવાથી પાપ કપાઇ જઇને
પ્રભુની દયા જલદી ઉતરે છે. ... ... ... ૧૮૯
૧૯૬–કૂતરો અજાણ્યો હોય ત્યાંસુધીજ તેને બાંધવો પડે છે, તેમ
આપણામાં પાપ હોય ત્યાંસુધીજ દુઃખ રહે છે. ... ૧૯૦
૧૯૭–વૈદ પણ બનતાં સુધી કડવી દવા નથી આપતો ત્યારે આનં-
દસ્વરૂપ પ્રભુ વિનાકારણ દુઃખ કેમ આપશે ? ... ૧૯૦
૧૯૮–ભક્તિનો બદલો ઇચ્છવો એ પ્રભુ ઉપર અવિશ્વાસ કરવા
જેવું છે. ... ... ... ... ... ૧૯૧
૧૯૯–ઝાડની નીચે પણ છાયા ને ફળ મળે છે, તો પ્રભુને આશરે
રહેવાથી કેટલું બધું મળશે ? ... ... ... ૧૯૨
૨૦૦–ઇચ્છાઓને રોકવી, એ તપ છે. ... ... ... ૧૯૩
૨૦૧–છોકરો બાપનું અપમાન કરે એ કેવું ખરાબ ? ત્યારે આ-
પણે જગત્પિતાનું અપમાન કરીએ છીએ તેનું શું ? ... ૧૯૪
૨૦૨–બીજાને શિખામણ આપવી એમાં મોટી વાત નથી, પણ
તે પ્રમાણે પોતે વર્તવું એમાંજ ખુબી છે. ... ... ૧૯૫
૨૦૩–પોતાનાં લક્ષણ સુધાર્યા વિના ગુરુ બની બેસવું એ અગા-
ઉથી નરકની ટીકીટ લઇ રાખવા જેવું છે. ... ... ૧૯૬
૨૦૪–દુનિયામાં સૌ મૂરખો કરતાં પાપી વધારે મોટો મૂરખ છે,
કારણ કે તે પ્રભુની સામે થાય છે. ... ... ... ૧૯૮
૨૦૫–છોકરાંઓ ખાવાનું લીધા વિના માનો છેડો છોડે નહિ,
તેમ ઇચ્છેલી વસ્તુ મળતાં સુધી પ્રભુનો છેડો ન છોડો.... ૧૯૮
૨૦૬–ભૂખ લાગ્યા વિના સારૂં ખાવાનું પણ ગમે નહિ, તેમ પાપી-

ઓને મોક્ષની વાતો પણ ગમતી નથી. ... ... ૧૯૯
૨૦૭–રાજાનું અપમાન કરવાથી સત્યાનાશ થઇ જાય છે, ત્યારે ઇશ્વરનું અપમાન કરવાથી કેવી ભયંકર ખરાબી થશે ? ... ૨૦૧
૨૦૮–કૂવો ખોદાવ્યા પછી ખારૂં પાણી નીકળે તો કેટલી દિલગીરી થાય ? તેમજ પ્રભુએ આપણને ધર્મ કરવા મોકલેલા છતાં પાપ કરીએ તો તેથી પ્રભુ બહુ દિલગીર થાય છે. ... ૨૦૨
૨૦૯–આપણાં બીજ જેવાં પાપ પણ ધર્મરાજાના ઇન્સાફ વખતે ઝાડ જેવાં થઇ પડશે. ... ... ... ... ૨૦૩
૨૧૦–પાપીઓનાં સારાં કર્મો ફોકટ જતાં નથી, પણ ભકતોનાં સારાં કામ કરતાં તેની કિંમત ઘણી ઓછી હોય છે. ... ૨૦૩
૨૧૧–ઝેરની પેઠે પાપ પણ નાનું હોય છતાં અંતરમાં શાંતિ રહેવા દે નહિ. ... ... ... ... ... ૨૦૫
૨૧૨–પ્રભુની વાતો છોડીને વ્યવહારની કુથલીમાં પડયું રહેવું, તે મિષ્ટાન્ન મૂકીને માટી ખાવા જેવું છે. ... ... ૨૦૬
૨૧૩–સ્વર્ગની ટીકીટ સળંગજ મળે છે; થોડા દિવસ વેશ્યા બનીને પછી કાંઇ સતી થવાય નહિ. ... ... ... ૨૦૭
૨૧૪–ખાડાનાં પાણીને પાડા ડોળી નાખે છે, તેમ ધર્મનું જ્ઞાન ન હોય તો પરધર્મીઓ શંકાશીલ બનાવે છે. ... ... ૨૦૮
૨૧૫–ગુરુની ફરજ માટે સડેલો કૂતરો ને રામની વાત ... ૨૦૯
૨૧૬–થોડું સુખ થતાં પણ આપણે ભાઇબંધોને ભૂલી જઇએ છીએ, પણ પ્રભુ પોતાના અનંત સુખની વચ્ચે પણ આપણને ભૂલતો નથી. ... ... ... ... ૨૧૦
૨૧૭–ધર્મ બીજાઓને ન બતાવવો, એ મોટો અપરાધ છે; માટે ભકતોએ ધર્મનો ઉપદેશ આપવો જોઇએ. ... ... ૨૧૧
૨૧૮–કોઇને આગ કે કૂવામાંથી બચાવવું, એ જેમ ધર્મનું કામ છે, તેમ ધર્મનો ઉપદેશ કરવો એ પણ પ્રભુનું વહાલું કામ છે. ૨૧૧
૨૧૯–ઇશ્વરના ગુણોનો પાર આવે નહિ. ... ... ... ૨૧૩
૨૨૦–પૈસાથી આત્માની શાંતિ મેળવી શકાતી નથી.... ... ૨૧૪
૨૨૧–પ્રભુ જે કરે છે તે ઠીકજ છે, એવો વિશ્વાસ રાખો. ... ૨૧૫
૨૨૨–કીડીઓ નદીની વચમાં બળી મુઓ ! એ વાતનો મરમ અનુભવીવિના કોણ બતાવે ? ... ... ... ૨૧૬
૨૨૩–આપણાં ગમે તેવાં સારાં કામો પણ પ્રભુનાં કામની પાસે કશી બિસાતમાં નથી. ... ... ... ... ૨૧૭
૨૨૪–સોનાની ખાણ આપણા ઘરમાં છતાં પણ તે આપણે જાણતા નથી; એ ખાણ તે આપણાં ધર્મશાસ્ત્રો છે. ... ... ૨૧૮
૨૨૫–ભરેલા ઘડામાં જેમ બીજી વસ્તુ રહી શકે નહિ, તેમ જે હૃદયમાં પાપ ભરેલું હોય તેમાં ઇશ્વરીજ્ઞાન રહી શકતું નથી. ૨૨૦
૨૨૬–વાંદરાં જેમ હીરાની કિંમત સમજી શકે નહિ, તેમ પાપીઓ

જ્ઞાનની કિંમત સમજી શકે નહિ. ... ... ... ૨૨૧
૨૨૭–પ્રભુની મોટી શિક્ષાની પાપીઓને ખબર નથી; માટે તેઓ પાપ કરે છે. ... ... ... ... ... ૨૨૨
૨૨૮–જ્ઞાન હોય પણ આચરણ સારાં હોય નહિ, તેવા ગુરુઓ આંધળાના હાથમાં ફાનસ જેવા છે. ... ... ... ૨૨૩
૨૨૯–"દેનેકો ટુકડા ભલા, લેનેકો હર નામ" ... ... ૨૨૪
૨૩૦–આપણી પ્રાર્થનાઓ કેમ સફળ થતી નથી.?... ... ૨૨૫
૨૩૧–પ્રભુ આપણું કલ્યાણ થાય એવીજ ચીજો આપે છે. ... ૨૨૬
૨૩૨–માણસપ્રત્યેની માગણી પણ વ્યર્થ જતી નથી, ત્યારે ઈશ્વર–પ્રત્યેની પ્રાર્થનાઓ કેમ વ્યર્થ જશે ? ... ... ૨૨૮
૨૩૩–તાળું ખોલવા માટે ચાવીવાળાની જરૂર છે, તેમ આપણા અંતરનાં તાળાં ખોલવા માટે સદ્‌ગુરુની જરૂર છે. ... ૨૩૦
૨૩૪–પરમાર્થને ખાતર દુઃખ ખમવાં, એ તો દેવ પૂજવા બરાબર છે... ૨૩૧
૨૩૫–સાધુઓ પ્રભુ પાસે કેવાં દુઃખ માગે છે ? ... ... ૨૩૨
૨૩૬–એવી તે દુઃખમાં શી ખુબી છે કે સંતો ખાસ ચાહીને પ્રભુ પાસે દુઃખ માગે છે ? ... ... ... ... ૨૩૩
૨૩૭–ગમે તો જરાવાર દુઃખ ખમી લો ને ગમે તો સ્વર્ગ છોડી દો. ૨૩૪
૨૩૮–દુઃખમાં પણ પ્રભુનો કાંઇક રૂડો હેતુ છે, એવો વિશ્વાસ રાખો. ૨૩૫
૨૩૯–વધારે સુખ આપવા સારૂજ પ્રભુ આપણને થોડું દુઃખ આપે છે... ૨૩૬
૨૪૦–દુઃખોની સામે થવાથી વળવાનું નથી પણ તેને શાંતિથી ભોગવી લેવામાંજ મઝા છે.... ... ... ... ૨૩૬
૨૪૧–આપણે પ્રભુના સિપાઇ છીએ, માટે પ્રભુની ઈચ્છા મુજબ ચાલવું જોઇએ. ... ... ... ... ... ૨૩૭
૨૪૨–પાણી જેવા વાસણમાં ભરાય તેવો આકાર પકડે છે, તેમજ આપણને પણ પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિને અનુસરતું થઈ જવું જોઇએ. ... ... ... ... ૨૩૮
૨૪૩–તમારે સ્વર્ગમાં જવું ન પડે પણ સ્વર્ગ તમારી પાસે આવે તેટલા માટે ભગવદ્દઇચ્છાને આધીન થાઓ. ... ... ૨૩૯
૨૪૪–દુઃખને આનંદના રૂપમાં ફેરવી નાખવાનો ઉપાય શું ? ભગવદ્દઇચ્છાને આધીન થવું તે. ... ... ... ૨૪૦
૨૪૫–પ્રભુ જેમ કળ ફેરવે તેમ આપણે ચાલવું જોઇએ. ... ૨૪૦
૨૪૬–ખેલાડીએ માલેક જે વેષ આપે તે સરસ રીતે ભજવવો જોઇએ, તેમ પ્રભુ જેમ રાખે તેમ આનંદથી રહેવું જોઇએ. ૨૪૧
૨૪૭–માણસો બોલે એટલું પાળી શકતાં નથી, પણ તેથી સત્સંગ છોડી દેવાની જરૂર નથી. ... ... ... ... ૨૪૨
૨૪૮–ધાવણાં બાળકની માતાને સારા ખોરાકની જરૂર છે; તેમ ગુરુઓને બહુ ઉત્તમ જ્ઞાનની જરૂર છે. ... ... ૨૪૩

૨૪૯–ગુરુની જરૂરીઆતવિષે ... ... ... ... ૨૪૪
૨૫૦–પખાલીએ પાણીનો ઝરો મેળવી રાખવો જોઇએ, તેમ ધર્મ-ગુરુઓએ ઇશ્વરીજ્ઞાન મેળવવું જોઇએ. ... ... ૨૪૫
૨૫૧–ધોબી પોતે મેલો રહેતો હોય પણ તે બીજાંઓનાં કપડાં સાફ કરે છે; તેમ ગુરુ નબળા હોય, તોપણ બીજાઓને કાંઇક ફાયદો કરી શકે છે.... ... ... ... ૨૪૫
૨૫૨–કૂવામાં હોય તો હવાડામાં આવે. ... ... ... ૨૪૬
૨૫૩–પ્રભુએ આપણને જીભ ટુંકી આપી ને હાથ લાંબા આપ્યા તેનું કારણ શું? ... ... ... ... ... ૨૪૭
૨૫૪–આપણું મન ભટકે તો પ્રભુ વટકે. ... ... ... ૨૪૮
૨૫૫–કાચના કકડાને હીરો સમજનાર તથા સાચા હીરાને ગધેડાને પગે બાંધનારની વાત ... ... ... ... ૨૫૦
૨૫૬–શાસ્ત્રોનો પાર પામી શકાય નહિ, માટે તેમાંથી તમારાથી બને એટલું તત્ત્વ લઇ લો. ... ... ... ... ૨૫૧
૨૫૭–પાપથી બચવા માટે હમેશાં પ્રભુને યાદ કરતા રહો. ... ૨૫૩
૨૫૮–કમળનાં પાંદડાંને પાણી લાગતું નથી, તેમ ભકતને જગતનો મોહ વળગતો નથી. ... ... ... ... ૨૫૩
૨૫૯–ભક્તિમાં લાગુ રહો, ફળની ઉતાવળ ન કરો. ... ... ૨૫૪
૨૬૦–હું જ્ઞાનીનો ગુરુ છું પણ અજ્ઞાનીનો તો દાસ છું. ... ૨૫૫
૨૬૧–મોટાઇ વૈભવો ભોગવવામાં નથી પણ ધર્મ પાળવામાં છે. ૨૫૬
૨૬૨–દુઃખમાં પણ પ્રભુને ભૂલે નહિ તેજ ખરા ભકતો છે. ... ૨૫૭
૨૬૩–માદળિયામાં પ્રભુનું નામ હોય તેમાં કાંઇ વળે નહિ; તે તો હ્રદયમાં હોવું જોઇએ. ... ... ... ... ૨૫૮
૨૬૪–અનંત દયાને માટે પ્રભુનો પ્રથમ ઉપકાર માનીને પછીજ વધારે કૃપા માગો. ... ... ... ... ૨૫૯
૨૬૫–ધર્મનો સાર—જીવમાં દયા ને નામમાં ભકિત ... ... ૨૬૨
૨૬૬–તમારી હલકી ઇચ્છાઓ પાર પાડવા સારૂ અમૂલ્ય ભક્તિને વેચી ન નાખો. ... ... ... ... ... ૨૬૩
૨૬૭–સારા ઉપદેશની અસર વ્યર્થ જતી નથી. ... ... ૨૬૪
૨૬૮–આપણી ફતેહ કેમ થાય ? ધર્મની તરવાર ને પરમાર્થની દેગ ચલાવતા રહો. ... ... ... ... ૨૬૫
૨૬૯–જેના હ્રદયમાં ભગવદ્‌આવેશ ભરાઇ જાય તેને ઘર ખોએલું અટકતું નથી. ... ... ... ... ૨૬૫
૨૭૦–માયાને જીત્યા વિના પ્રભુને ઓળખી શકાય નહિ અને ભક્તિવિના માયાને જીતી શકાય નહિ. ... ... ૨૬૭
૨૭૧–જ્ઞાન અને વૈરાગ્ય ભક્તિના પુત્ર હોવાથી તમારામાં ખરી ભકિત હશે તો તે પણ તમારી પાસે આવશેજ. ... ૨૬૮
૨૭૨–જ્ઞાન અને વૈરાગ્ય તે ભકિતની આંખો છે; માટે એ વિનાની

ભક્તિ તે આંધળી ભક્તિ છે. ... ... ... ૨૬૯
૨૭૩–ભગવદ્આવેશ હૃદયમાં ન ભરાય ત્યાંસુધીજ બહારની ક્રિયાઓની જરૂર છે. તે હૃદયમાં જામી ગયા પછી એ ક્રિયાઓની જરૂર નથી. ... ... ... ... ૨૭૦
૨૭૪–જેમ તુંબડું પાણીમાં ડૂબે નહિ, તેમ ભક્ત અને ભક્તિ કાંઇ દુનિયામાં છુપાં રહે નહિ. ... ... ... ૨૭૨
૨૭૫–ભાઇઓના વાંધાસારૂ કાંઈ બાપને ત્યજી દેવાય નહિ; તેમ બહારના ઝગડાઓ સારૂ કાંઇ પ્રભુને છોડી દેવાય નહિ. ... ૨૭૪
૨૭૬–જે ડૂબકી મારે તેને જેમ મોતી મળે છે, તેમ ભક્તિમાં જે મચ્યા રહે તે પ્રભુને પામે છે. ... ... ... ૨૭૬
૨૭૭–માયા ગમે એટલી વધે તોપણ ભક્તિવિના સંતોષ થતો નથી...૨૭૮
૨૭૮–માયાને ત્યજી દેવાની નહિ પણ પ્રભુ તરફ વાળવાની તજવીજ કરો. ... ... ... ... ... ૨૭૯
૨૭૯–પ્રભુ પાસે કરેલી પ્રાર્થના વ્યર્થ જતી નથી, પણ તેની તરફથી મળતી અલૌકિક ખુબી આપણે સમજતા નથી માટેજ બડબડયા કરીએ છીએ. ... ... ... ... ૨૭૯
૨૮૦–અહીંની મોટાઈ કાંઇ સ્વર્ગમાં કામ નહિ આવે. ... ૨૮૧
૨૮૧–પંડિતાઇના ઝગડામાંજ ફસી પડાય અને અંતર ખાલી રહી જાય, એમ થવા દેતા નહિ. ... ... ... ૨૮૨
૨૮૨–ધર્મસંબંધી કોઇ પણ ખોટો ખ્યાલ મગજમાં ન ઠસી જાય એ સંભાળજો. ... ... ... ... ૨૮૩
૨૮૩–ધોંવા આણેલાં કપડાં પહેરીને કાંઇ ધોબી મોટો માણસ બની શકતો નથી, તેમજ પંડિતાઇ માટે ગોખી રાખેલા વિચારો કાંઇ સ્વર્ગ અપાવતા નથી. ... ... ... ૨૮૫
૨૮૪–મોજ ઉડાવતી વખત બહુ મઝા પડે છે; પણ હિસાબ ચૂકાવતી વખત તેની ખબર પડશે. ... ... ... ૨૮૬
૨૮૫–લુગડાં ને ઘરેણાં બચાવવા સારૂ તમારા આત્માને ડૂબવા દેતા નહિ. ... ... ... ... ... ૨૮૭
૨૮૬–ભક્તોમાં પણ ઢોંગીઓ તો ભળશેજ, પણ તેઓ ઓળખાઇ આવ્યા વિના રહેશે નહિ. ... ... ... ... ૨૮૮
૨૮૭–ઉપદેશકો કરતાં હરિજનોમાં વધારે જ્ઞાન હોય છે. ... ૨૮૯
૨૮૮–કથાકારો અને ભક્તોના જ્ઞાનમાં ભેદ... ... ... ૨૯૦
૨૮૯–યોગ્ય અધિકારી હોય તેનેજ ઉપદેશ કરવો. ... ... ૨૯૧
૨૯૦–દુઃખને વખતે હરિજનોની પ્રભુ સંભાળ લે છે. ... ૨૯૩
૨૯૧–વખત આવ્યે પ્રભુને ખાતર આખી દુનિયા મૂકી દેવી પડે તો તેમાં કાંઇ પણ મોટી વાત નથી. ... ... ૨૯૪
૨૯૨–જૂનાં પાપો અને કુટેવો છોડયા વિના ખરી ભક્તિ થઇ શકતી નથી. ... ... ... ... ... ૨૯૬

૨૯૩–પ્રભુને ખાતર સાધુઓને અને ભક્તોને તેમની યોગ્યતા પ્રમાણે માન આપો. ... ... ... ... ૨૯૬
૨૯૪–નકશામાં વિલાયત જોવાથી કાંઇ વિલાયતનો અનુભવ થાય નહિ; તેમજ માત્ર શાસ્ત્ર વાંચી ગયાથી ધર્મના નિયમો પાળ્યા વિના કાંઇ ઉદ્ધાર થાય નહિ. ... ... ... ૨૯૮
૨૯૫–ભક્તિની ટેકરી ને માયાનો બગિચો. ... ... ... ૩૦૦
૨૯૬–ગામમાં રાજા આવવાનો હોય તો કેટલી બધી સફાઇ રાખવી પડે છે ? ત્યારે પ્રભુને હૃદયમાં લાવવા માટે કેટલું બધું પવિત્ર થવું જોઇએ ! એ વિચાર તો કરો. ... ... ૩૦૧
૨૯૭–ભક્તિનાં બે અંગ–એક પ્રભુ તરફની ફરજ અને બીજી દુનિયા તરફની ફરજ. ... ... ... ... ૩૦૪
૨૯૮–બે પાંખવિના પંખી ઉડી શકે નહિ, તેમજ એકઅંગી ભક્તિથી કાંઇ ઉદ્ધાર થાય નહિ. ... ... ... ૩૦૬
૨૯૯–આપણી સામગ્રી પ્રભુ કયારે અંગીકાર કરશે?... ... ૩૦૮
૩૦૦–દુનિયામાં ભક્ત બહુ થોડા છે, તેથી કાંઈ ભક્તિને ખોટી કહેવાય નહિ. ... ... ... ... ૩૧૨
૩૦૧–દુનિયામાં ઢોંગી ઘણા હોય છે; કાંઇ ભક્તો ઘણા હોય નહિ. ૩૧૩
૩૦૨–પોતાના ઘરમાં આગ લાગતાં એક નાનો છોકરો બીજાં છોકરાંઓને તેની મઝા દેખાડવા તેડી લાવ્યો, તેમ આપણે પણ આપણી જીંદગીને મોજમઝામાં બળી જતી જોઇને રાજી થઇએ છીએ. ... ... ... ... ૩૧૪
૩૦૩–કોઇ પણ માણસે એમ ન ધારવું કે હું પાપી નથી. ... ૩૧૫
૩૦૪–પ્રભુમાં વિશ્વાસ રાખશો તો પ્રભુ દયા કરશેજ. ... ૩૧૭
૩૦૫–પાપ કરવું એ બહુ સહેલું છે; માટે પાપથી બચવાની બહુજ કોશીશ કરો. ... ... ... ... ... ૩૧૮
૩૦૬–પાપીઓ કોઇક દિવસ પણ રૂડા થશે, એવી ઇચ્છાથી પ્રભુ તેમને તરતજ શિક્ષા કરતો નથી. ... ... ... ૩૧૯
૩૦૭–પ્રભુની દયાનો માણસ ઉલટો ઉપયોગ કરે છે.... ... ૩૨૦
૩૦૮–શિષ્યોના પગ ધુએ એવી જેનામાં નમ્રતા હોય તે ગુરુ થવાને લાયક છે.... ... ... ... ... ૩૨૧
૩૦૯–બીજાનું ભલું કરતાં, સાથે પોતાનું પણ ભલું થઇ જાય છે. ૩૨૧
૩૧૦–પ્રભુ કહે છે કે આખી દુનિયા તમારે માટે છે. માત્ર એક પાપને છોડીને બીજું ગમે તે કરો. ... ... ... ૩૨૨
૩૧૧–આવો અવસર કાંઇ ફરી ફરી આવવાનો નથી માટે ચેતો ચેતો. ૩૨૪
૩૧૨–ભક્તિની સાથે યોગક્ષેમનું ઢાંકણુ પણ પ્રભુ આપશેજ ... ૩૨૫
૩૧૩–ભક્તિનો જવાબ મળતાં વાર લાગે ત્યારે જાણવું કે પ્રભુ કાંઈક આપણું વધારે કલ્યાણ કરવાનો છે. ... ... ૩૨૫

૩૧૪–બચ્ચાંના કાલા કાલા બોલની પેઠે પ્રભુને પણ આપણી પ્રાર્થનાઓ વહાલી લાગે છે. ... ... ... ... ૩૨૬
૩૧૫–હુશિયારીનો આપણે કેવો ખોટો ઉપયોગ કરીએ છીએ ? ... ૩૨૭
૩૧૬–લોકોની પેઠે ગુરુઓએ પણ પોતાના ધંધાની તાલીમ લેવી જોઇએ. ૩૨૯
૩૧૭–પ્રભુ તો દર પળે મદદ કરવાને તૈયાર છે, પણ આપણા પુરુષાર્થનીજ ખામી છે. ... ... .. ... ૩૩૧
૩૧૮–ભકત થયા પછી લોભ રખાય નહિ. ... ... ૩૬૨
૩૧૯–જે કાલની ફીકર કરે તે ખરા ભકતો નથી. ... ... ૩૩૩
૩૨૦–ખરા ભકતો ગમે તેવી સ્થિતિમાં પણ આનંદમાંજ રહે છે. ૩૩૫
૩૨૧–મનમાં હલકી ઇચ્છાઓ રાખીને સમાધિ ચડાવો તોપણ કાંઈ વળવાનું નથી. ... ... ... ૩૩૭
૩૨૨–સાચા સંતના લક્ષણ... ... ... ... ૩૪૨
૩૨૩–જ્યાંસુધી પ્રભુને આપણી ઇચ્છાઓ ન આપીએ ત્યાંસુધી કાંઇ પણ આપ્યું કહેવાય નહિ. ... ... ... ૩૪૪
૩૨૪–માણસની કિંમત સમજવા માટે ત્રણ પુતળીની વાત...... ૩૪૫
૩૨૫–ખાચામાં ભરાઇ ગએલું ગાડાનું પૈડું મોઢાની વાતોથી નહિ, પણ ટેકો આપવાથીજ નીકળશે. ... ... ... ૩૪૮





# स्वर्गनुं विमान



## ૧–બીજાને નિમકહરામ સમજનાર પોતેજ ઘણી વાર પ્રભુનો મોટો નિમકહરામ હોય છે.

એક શેઠ ગાડીમાં બેસીને ફરવા જતો હતો, તેને રસ્તામાં તેની પીછાનવાળો એક સાધુ મળ્યો. સાધુએ પૂછ્યું કે શેઠ કેમ છો ? શેઠે કહ્યું કે આ ઘોડાની પંચાતીમાં છું. એ ઘોડા ઉપર બહુ રૂપિયા ખર્ચ્યા પણ તે સુધરતો નથી. એ ઘોડાને બહુ ખવરાવું છું, બહુ ફેરવું છું, તેને શિખવવા માટે ઉસ્તાદ કોચમેન રાખેલો છે, પણ એની ચાલ સુધરતી નથી. એ તો માથે પડચો. શેઠની એ વાત સાંભળી તે સાધુએ કહ્યું કે, પ્રભુને પણ તમારા જેવુંજ દુઃખ છે. શેઠે પૂછ્યું, પ્રભુને અમારા જેવું શું દુઃખ છે ? સાધુએ કહ્યું, તમે જેમ ઘોડાને ખૂબ ખવરાવો પીવરાવો છો, ને તોપણ તે સરખો ચાલતો નથી, તેમજ પ્રભુ તમોને ઘણું જ્ઞાન આપે છે, બહુ વૈભવ આપે છે, ઘણું સુખ આપે છે, અને તમોને સુધરવાની બહુ તક આપે છે. સારા સારા મહાત્માઓ ને ભક્તોને શિક્ષકતરીકે સત્સંગમાટે તમારી પાસે મોકલે છે, તોપણ તમે તમારી ચાલ સુધારતા નથી. એ પ્રભુને મોટું દુઃખ છે. શેઠ ! તમારો ઘોડો નહિ સુધરે તો ચાલશે; પણ તમે નહિ સુધરો તો ચાલી શકવાનું નથી. માટે તમારા ઘોડાને સરખો ચલાવવાની મહેનત ને ખર્ચ કરો છો, તેટલી મહેનત ને તેટલો ખર્ચ તમારી પોતાની ચાલ સુધારવાને માટે તો કરો.



## ૨–ભક્ત થવામાટે બહુ જાણવાની જરૂર નથી પણ કાંઈક કરવાની જરૂર છે.

કોઈએક માણસના ઘરમાં રાતે ચોર આવ્યો. ત્યારે તેની બાયડીએ કહ્યું કે, ઘરમાં કાંઈ ખડખડ ભડભડ થાય છે. ધણીએ કહ્યું કે હું સાંભળું છું. બાઈડીએ કહ્યું કે બારી ઉઘડી. ધણીએ કહ્યું કે, હું જોઉં છું. બાઈડીએ કહ્યું કે, પેટીનું તાળું ઉઘડયું, તો કહે હું જાણું છું. પછી કહ્યું કે માલ કાઢયો, તો કહે હું જાણું છું. ચોર બહાર નીકળે છે, તો કહે હું જાણું છું. ચોર ગયો, તો કહે હું જાણું છું. ત્યારે બાયડીએ કહ્યું કે ધૂળ પડી તમારા જાણવામાં. એ જાણ્યું શું કામનું? જાણ્યા છતાં કાંઈ કર્યું નહિ ને ચોરને માલ લઈ જવા દીધો એ જાણ્યું શા કામનું? એવું જાણ્યા કરતાં તો ન જાણ્યુંજ સારૂં. તેમજ માણસમાં ડહાપણ હોય, ચતુરાઈ હોય, પણ જો તેને કામમાં ન લીધું તો એ શું કામનું? બહુ વાતો કરે, બહુ શાસ્ત્રો ભણે, બહુ દોડધામ કરે, બહુ તીર્થ કરે, અને બહુ આભડછેટ પાળે, પણ જો અંતરના વિકારો ઓછા ન કરે તો એ જ્ઞાન શું કામનું? એમ તો ઉંદર પણ એકાન્તમાં રહે છે, વાંદરાંઓ ફળફૂલ ખાઈને રહે છે; માછલાંઓ પાણીમાં ભીંજાએલાંજ રહે છે, ગધેડાં પણ રાખમાં લોટે છે, અને સાપ પણ ઘર બાંધતા નથી; પણ એથી કાંઈ મોક્ષ થાય નહિ. જ્ઞાન અનુભવમાં આવે ત્યારેજ કામનું છે. અનુભવમાં ન આવે ત્યાંસુધીનું જ્ઞાન તે આંધળું જ્ઞાન છે અને ત્યાંસુધીનો વિશ્વાસ તે સુવેલો વિશ્વાસ છે. માટે ભાઈઓ! એવા સુવેલા વિશ્વાસમાં પડી ન રહો.

## ૩–પ્રભુ બહારના ડોળથી નહિ પણ અંતરની શુદ્ધિથી રીઝે છે.

લશ્કરી પોશાક પહેરીને ગામમાં ફરવું, નરમ બિછાનામાં સૂવું, દોસ્તોને મિજબાનીઓ આપવી, અને જ્યાં બાનુઓની હાજરી વધારે હોય તેવાં મંડળોમાં બેસીને ગપ્પાં મારવાં, પણ બંદુકનો અવાજ પણ સાંભળ્યો નહિ; તરવાર સરખી રીતે પકડતાં પણ આવડે નહિ, અને લડાઈનું મેદાન તો સ્વપ્નામાં પણ જોયું ન હોય, એવા લશ્કરી અમલદારોનાં નામ કાંઈ જગતના ઈતિહાસમાં હોય નહિ. જેણે ખરી બહાદુરી કરી હોય, જેણે દુશ્મનોનાં

ભાલાં પોતાની છાતી ઉપર ઝીલ્યાં હોય, જેના ઘાને દુશ્મનો પણ વખાણતા હોય, લડાઈનું મેદાન એજ જેને આનંદનું સ્થાન હોય, દુશ્મનોનું લોહી એજ જેની સમશેરનો શરાબ હોય, દુશ્મનોનાં માથાંની ખોપરી એજ જેનો પ્યાલો હોય, અને જેણે પોતાનાં માથાં દેશને અર્થે આપ્યાં હોય, તેનાંજ નામ ઇતિહાસમાં હોય છે. તેમજ યાદ રાખજો કે પ્રભુના દરબારમાં પણ માત્ર ટીલાં-ટપકાંવાળાંનાંજ નામ નથી. સોનામાં ગંઠેલી સુંદર માળાઓ, સુશોભિત ટીલાંઓ, બારીક યજ્ઞોપવીત, મનમોહક પ્રસાદો, લાભલોભનાં દર્શન, વારે વારે ન્હાવું, છાંટાથી છોવાઈ જવું, અને ઉપર ઉપરથી બહુ બહુ જેગોપાલ તો ઘણાંઓને કરતાં આવડે છે પણ તેથી કાંઇ પ્રભુના દરબારમાં નામ નોંધાય નહિ. એ બધું તો બહારના લશ્કરી પોશાક જેવું છે. જેમ પોશાક એ કાંઈક જૂદીજ વસ્તુ છે, અને શૂરવીરતા એ કાંઈક જૂદીજ વસ્તુ છે; તેમ ટીલાંટપકાં એ કાંઈક જૂદીજ વસ્તુ છે, ને અંતરની ખરી ભક્તિ એ પણ કાંઈક જૂદીજ વસ્તુ છે, માટે ભાઇઓ! એ બહારના ડોળ ડીમાકમાં ને દાંભિકપણામાંજ ફસાઈ જવાય ને અંતર ખાલી રહી જાય, એમ ન થાય એ સંભાળજો.

## ૪–હરિને શરણ થયેલાં સદાય નિર્ભય રહે છે.

એક પાંચ છ વર્ષનો આંધળો છોકરો પોતાના બાપના ખોળામાં બેઠો હતો. તેને કોઇ અજાણ્યા માણસે તેડી લીધો, પણ તે કાંઈ બોલ્યો નહિ. ત્યારે પાસે બેઠેલા બીજા માણસે તે છોકરાને પૂછ્યું કે, તને તેડ્યો તે માણસને તું ઓળખે છે? ત્યારે છોકરાએ કહ્યું કે ના. ત્યારે તે માણસે કહ્યું કે, અજાણ્યા માણસ પાસે તું કેમ ગયો? એ તને ક્યાંઈ લઇ જશે અથવા મારશે તો? ત્યારે તે છોકરાએ કહ્યું કે, મને એ ફિકર નથી, કારણ કે હું મારા બાપાના ખોળામાં બેઠો છું, ત્યાંથી તેણે મને તેડ્યો છે. એટલે હું તેને નથી ઓળખતો પણ મારો બાપ તો તેને ઓળખે છે. આવીજ રીતે એ આંધળા છોકરાની પેઠે આપણે પણ આપણા પિતા પ્રભુના ખોળામાં બેસી જઇએ તો આપણને પણ કાંઇ ભય રહે નહિ; માટે સર્વ ભાવથી, સર્વ મનથી, સર્વ હૃદયથી પ્રભુને આધીન થવાની કોશીશ કરો. એના ચરણમાં પડવાથી ભય ભાગી જાય છે અને આપણે આંધળા છતાં, એટલે અજ્ઞાની છતાં બાપના ખોળા-

માં બેસી જવાથી નિર્ભય થઇ જઇએ છીએ; માટે પૂર્ણ પ્રેમથી પ્રભુનું શરણ ધરો, પ્રભુનું શરણ ધરો.

## ૫–માણસે હમેશાં સત્સંગમાં રહેવાની જરૂર છે.

કુદરતનો એવો કાયદો છે કે જો આપણે સફાઇ ન રાખીએ તો બધી વસ્તુઓ પોતાની મેળેજ ખરાબ થતી જાય છે. વાસણને જો ન ઘસીયે તો કાટ ચડે છે. પુસ્તકો ને કપડાં ન સંભાળીએ તો તેમાં જંતુઓ લાગી જાય છે. ઘરમાંથી ઝાડુ ન કાઢીએ તો એની મેળેજ કચરો ભરાતો જાય છે. કૂવામાંથી પાણી ન કાઢીએ તો તે વાસ મારી જાય છે. ગાયને ઘણા દહાડા સુધી ન દોહીએ તો તે વસુકી જાય છે. ઘોડાને ઘણા દહાડા સુધી ન ફેરવીએ તો તે મસ્તીખોર થઇ જાય છે. અને ફળને ઝાડપરથી વખતસર ન તોડી લઇએ તો એની મેળેજ તૂટી પડીને સડતાં જાય છે; તેમજ આપણા મનને પણ જો ન સંભાળીએ, તો તે સ્વભાવથીજ ખરાબ થતું જાય છે, માટે તેને પ્રભુના નામસ્મરણરૂપી લગામ ચડાવવી જોઇએ અને ભગવત્સેવાથી તેને ઘસવું જોઇએ. બીજા હલકા વિષયોમાં જઇને મન ખરાબ ન થાય માટે તેને ભક્તિના રસ્તામાં લઇ જઇ, પ્રભુના નામસ્મરણરૂપી મણિકામાં પ્રોઈ દેવું જોઈએ. જો એમ નહિ કરીએ તો આપણુંજ મન આપણને મહા નીચતામાં લઇ જશે, ને તેથી આપણી અધોગતિ થશે. એમ ન થાય માટે ભટકતા મનને ભક્તિમાં જોડી દો, સત્સંગમાં જોડી દો.

## ૬–પાપનો તુરતજ નાશ કરવો.

એક ખેતરમાં કેટલાંક માણસો કામ કરતાં હતાં. તેમાંથી બે માણસને સાપ કરડ્યો. એ બેમાંથી એક માણસે પોતાની આંગળીએ સાપ કરડ્યો હતો, તે આંગળી કાપી નાખી અને બીજા માણસે સાપના ડંખવાળો ભાગ એમને એમ રહેવા દીધો. પરિણામ એ થયું કે, જેણે સાપ કરડેલો ભાગ કાપી નાખ્યો તે બચી ગયો અને નહિ કાપ્યું તેના શરીરમાં ઝેર ચડી ગયું, તેથી તે મરી ગયો. એવીજ રીતે મનમાં પાપનો વિચાર થાય તે સાપ કરડવા બરોબર છે. જો એ વિચારને દાબીજ દેવામાં આવે, જો

એ પાપનેજ કાપી નાખવામાં આવે તો બચી જવાય છે; પણ જો તેને એમને એમ રાખી મૂકવામાં આવે, તો તેનું ઝેર ફેલાઈ જાય છે, અને અંતે નાશ થાય છે. માટે ભાઈઓ! પાપને–દુષ્ટ વિચારને તો તુરતજ મૂળમાંથીજ કાપી નાખજો. તોજ બચી શકાશે; નહિ તો બચવાની આશા નથી; કારણ કે કાળોતરા નાગના ઝેર કરતાં પણ પાપનું ઝેર હજારો દરજ્જે ખરાબ છે. માટે પાપના જખમથી ચેતેલા રહેજો, ચેતેલા રહેજો. એ ઝેરને વધવા દેશો નહિ. એ ઝેર ઉતારવાનો મંત્ર પ્રભુના નામસ્મરણ વિના બીજો એકે નથી, એ યાદ રાખજો.

## ૭–બહારથી દુકાન બંધ કરીને અંદર પોતાનું કામકાજ કરનારાના જેવું ભક્તિમાં ન કરો.

અગ્યારસ, અમાસ, રવિવાર વિગેરે દિવસે કેટલાક લોકો પોતાની દુકાન બંધ રાખે છે, પણ તેમાં ઘણા લોક માત્ર બહારથીજ બારણાં બંધ રાખે છે, અને અંદર તો પોતાનું કામકાજ કર્યાં કરે છે. રિવાજને ખાતર અથવા ફરજ પડવાથી લોકોને બતાવવાસારૂ તેઓ બહારથી દુકાનના દરવાજા બંધ કરે છે, પણ અંદર તો બધું કામકાજ ચાલે છે. કોઇ કાપડની ગડી વાળે છે, કોઈ તાકા ગણે છે, કોઈ નામું માંડે છે, અને કોઈ માલ ગોઠવે છે. એમ અંદર તો કામ ચાલતુંજ હોય છે; માત્ર બહારથીજ તેઓ દુકાનનાં બારણાં બંધ કરે છે. આવી રીતે કરવું એ દુકાનોમાં તો કદાચ ચાલી શકશે, પણ આપણા પ્રભુ પાસે ચાલવાનું નથી. દર્શન કરવા માટે મંદિરમાં જઈએ કે ઘરમાં પ્રાર્થના કરવા બેસીએ, ત્યાં એમ ચલાવવું જોઈતું નથી. બહારનો ડોળ બધો ભક્તિ કરવાનો રાખીએ, ને દર્શન તથા પ્રાર્થના વખતે પણ મનમાં બીજા વિચારો રાખીએ, તો એ પ્રભુને છેતરવા જેવું છે; પણ પ્રભુ કાંઇ એમ છેતરાય તેવો નથી. બહારથી બારણાં બંધ કરીને અંદર કામ કરવાનું દુકાનોમાં પરવડે પણ મંદિરમાં પ્રભુ પાસે તે પરવડે નહિ. એકાગ્રતાવિના ભક્તિ થાય નહિ. બહારથી ભક્તિનો ઠાઠમાઠ રાખીને અંદર બીજા વિચારો કરવા, એનું નામ ભકિત નથી, પણ દાંભિકપણું છે. વ્યવહારમાં એવા ગોટાળા કદાચ નભી શકે, પણ પ્રભુ પાસે તે નભી શકે નહિ; એ સૌ ભાઇબહેનોએ ખરેખર રીતે સમજવું જોઇએ.

